કરી ? ત્યાં ટોળે મળેલા પશુઓમાં શાબાશી લેવા નહિ કે કોઈ પુણ્યનો લોચો લેવા માટે નહિ, પરંતુ દયાધર્મના પ્રેમથી દયા કરી. માટે એ ઊંચો મેઘકુમારનો અવતાર પામ્યો.

**ભરવાડના છોકરાએ** સાધુ પર એક મહાત્મા તરીકેના ભાવથી પ્રીતિ-ભક્તિ કરી, ખાનપાન કરતાં દાન પર પ્રેમ કર્યો ને દાન દીધું તો એ જીવ બીજા ભવે શાલિભદ્ર થયો.

**પાપી લુંટારા બનેલા** રખડતા રાજકુમારે સાધુથી પલ્ટો પામી દેવાધિદેવ અરિહંત પર શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ ધર્યો. એમની પોતાના દ્રવ્યથી કરાતી પૂજા ઉપર પ્રીતિ-ભક્તિ ઊભરાવી, અને પાંચ કોડીના ફૂલથી પૂજા કરી, તો એ પછીના ભવે ૧૮ દેશના સમ્રાટ કુમારપાળ થયા, અને ત્યાં અધિક પ્રીતિભક્તિના સુકૃતોએ ગણધર બનવાનું પુણ્ય ઉપાર્જ્યું.

**વચનાનુષ્ઠાન કેમ પ્રગટે ?–**

પ્રીતિ ભક્તિ અનુષ્ઠાન બહુ અને બહુવાર કરતાં કરતાં એવું સામર્થ્ય પ્રગટે છે કે પછી એના આધારે પોતાની બધી ખોડખાંપણ દૂર કરી ધર્મસાધના બરાબર શાસ્ત્રે કહેલ વિધિ મુજબ થાય, આને વચનાનુષ્ઠાન કહે છે. આમાં જિનાજ્ઞાપાલન પર ભારે મદાર હોય. પ્રમાદ ટાળીને સર્વજ્ઞના શાસ્ત્ર જેવી જેવી રીતે જે જે સાધના કરવાની કહે છે, તે તે રીતે જ તે તે સાધના કરાય એ વચનયોગ છે. એ રીતમા શું શું આવે ? સાધનાનો યોગ્ય કાળ, સાધનાને યોગ્ય મુદ્રા, આસન, સાધનાનાં સાધન-ઉપકરણ-નિમિત્ત વગેરે બધું બરાબર શાસ્ત્ર કહ્યા મુજબ મેળવવા-સાચવવાનું આવે. એકમાં ય જરા પણ ખોડખાપણ નહિ, એવી વિશુદ્ધ અણીશુદ્ધ સાધના એ વચનાનુષ્ઠાન.

**વચનાનુષ્ઠાનની સાધના કોણ કરી શકે, અને એ કેવી હોય?** જ્વલંત પ્રીતિ-ભક્તિનાં અનુષ્ઠાન શક્ય એટલો પ્રમાદ-અવિધિ-અતિચાર, ખિનકાળજી-ખિનજાગૃતિ વગેરે ટાળીને ભારે વીર્યોલ્લાસ સાથે ખૂબ ખૂબ આરાધવામાં હોંશીલા અને દત્તચિત્ત હોય, એનો સતત અને આદર ભારે અભ્યાસ રાખ્યો હોય, એવા પવિત્ર ગુણસમૃદ્ધ મહાત્માઓ જ વચનાનુષ્ઠાનના આરાધક બની શકે. જિનકલ્પી, પડિમાધારી, એકાકીવિહારી મહર્ષિઓ આ યોગ સાધે છે. સવારે બે પહોર સ્વાધ્યાય-ધ્યાન પછી જ મધ્યાહ્નને આહાર નિહાર વિહાર માટે નીકળે એમાં ય ગોચરીએ જતાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના વિશિષ્ટ કડક નિયમ અભિગ્રહ ધારીને જાય, એના અનુસારે જ ભિક્ષા લેવાની. એમાં ય ગોચરી અંગેના સૂક્ષ્મ પણ દોષ નહિ લાગવા દેવાના. દિવસો સુધી નિર્દોષ અને અભિગ્રહાનુસાર ભિક્ષા ન મળે તોય ભૂખ્યા રહી તપોવૃદ્ધિ માને, પણ દોષિત કે અભિગ્રહોલ્લંઘનથી પ્રાપ્ત આહાર-પાણીની ઇચ્છા ય ન કરે. 'નિહાર' અર્થાત મલોત્સર્ગ માટે જાય, ત્યા પણ તદ્દન નિર્જીવ જગા-સ્થંડિલ શોધે, લોકના આલોક-સંપાત (દૃષ્ટિ-ગમનાગમન) વગેરે દોષો વિનાની શોધે. કદાચ છ મહિના સુધી એવી નિર્જીવ નિર્દોષ જગા ન મળે તો પણ સંજ્ઞાને અટકાવી શકવાની તાકાતવાળા હોય છે. વિહાર ત્રીજા પહોરમાં જ કરે. ચોથા પહોરમાં પાછા સ્વાધ્યાય-ધ્યાનમાં લાગી જાય. રાત્રિ પણ એવા સ્વાધ્યાય-ધ્યાનથી વીતાવે કે એના ચોકસ પ્રમાણથી સમય કેટલો વીત્યો હોય એનો પણ ખ્યાલ રહે. એમાં કોઇ દેવતા ઠગવા આવે અને રાતમાં જ પ્રભાત અજવાળું દેખાડી દે છતાં આ વચના-

નુષ્ઠાન યોગવાળા મહાત્મા જરાય ઠગાય નહિ. એ તો બરાબર સાવધાન હોય, જાણતા હોય કે હજી રાત્રિ આટલી બાકી છે તેથી પોતાની સાધનામા સ્થિર રહે, ચલિત ન થાય

આવી જાગૃતિવાળો યોગ એ ઊંચો રાજયોગ છે પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાન એ પણ યોગ છે, રાજયોગ છે, પણ એનાથી નીચેની કક્ષાનો.

**મોક્ષની સાથે આત્માને યોજી આપવામાં સાધન-ભૂત હોય તેનું નામ 'યોગ,' 'રાજયોગ.'** એમ તો કહેવાતા યોગીઓ જમીનમા દટાઈ સમાધિ લે છે, પણ એ 'હઠયોગ' છે. મન પર હઠબળ વાપરીને આસન–પ્રાણાયામના નિયમનો અભ્યાસ કરાય એ હઠયોગ છે. હઠ કરીને એનો સમય અને સ્થિરતા વધારતા વધારતા 'સમાધિ' સુધી પહોચી શકાય. આ સમાધિમા શ્વાસ તદ્દન રોકી દેવામાં આવે છે, પણ તે બાહ્ય હો. સૂક્ષ્મ શ્વાસોચ્છવાસ તો ચાલુ જ હોય છે. એ અટકી શકે નહિ કેમકે જીવનો એ પ્રાણ છે. ઇલેક્ટ્રિકના સળગતા ગોળામા અગ્નિકાય જીવને અને પાણીમા રહેલી માછલી કે પર્વતનાં પત્થરના ઊંડાણમાં રહેલા પૃથ્વીકાય જીવને પણ આ પ્રાણભૂત શ્વાસ ચાલુ હોય છે. એટલે જમીનમાં દટાયેલ હઠયોગીઓની સમાધિમા પણ એ અટકે નહિં અહિં પૂછો,

પ્ર૦– તેમ છતા એમને બાહ્ય શ્વાસોચ્છવાસ વિના કેમ ચાલે?

ઉ૦– અભ્યાસથી આપણે ન ધારીએ એવુ પણ સાધ્ય છે બોલો મોટી તગડી ભેંસ ઊંચકીને એકલો માણસ નીચેથી ત્રીજે માળ અગાસી પર ચડાવી શકે? ધારણા બહારની આ વસ્તુ લાગે છે ને! પણ જુઓ.–

## અભ્યાસથી ભેંસ ઊંચે ચડાવનાર રાણી

એક રાજાની સભામાં પરદેશથી મલ્લ આવ્યા, એમણે ભારે વજન ઊંચકવા-ઉછાળવા-ઝીલવા વગેરે અંગ બળના મોટા પ્રયોગો કરી બતાવ્યા. રાજા ચમત્કાર પામી ગયો. પછી મહેલમાં આવીને રાણીને એ વાત કરે છે ને કહે છે કે 'કેવા ચમત્કારિક મલ્લો !'

રાણી કહે, 'એમાં શાનો ચમત્કાર ? અભ્યાસથી બધું સાધ્ય છે. અભ્યાસથી અચિંત્ય સિદ્ધિ થઈ શકે.'

રાજા કહે છે, 'તારે તો બોલવાનું છે.'

રાણી કહે, 'ના. હું કરી બતાવીશ.'

થોડા દિવસ ગયા. મહેલની પાછળના ભાગમાં એક ભેંસ વિઆણી. રાણીએ કાછોટો મારી એનું તાજું જન્મેલું પાડું પોતાની બોચી પર લીધું અને આમતેમ ફેરવીને પછી મહેલના પાછલે દરવાજેથી ત્રણ દાદર ચડી ગઇ, પાછી ઊતરી; અને પાડું મૂકી દીધું. એ પ્રમાણે બપોરે કર્યું, સાંજે કર્યું. એમ રોજને રોજ કરવા લાગી. ચાલ્યું કામ આગળ. રોજ પાડું વજનમાં કેટલું વધે ? બહુ નહિ, ૧૦-૨૦-૩૦તોલા જેવું. એટલે રોજના અભ્યાસમા ઊંચકવાનું કાંઇ વધારે ન લાગે. પરંતુ એએક મહિનામાં તો વજન મૂળ કરતાં કાચો ૦ા-૦ાા મણ વધી ગયું હોય. એય ઊંચકવામાં ભારે ન લાગે, એમ કરતાં મોટી તગડી ભેંસ તૈયાર થઈ ગઇ તો પણ રોજના અભ્યાસથી એને સહેલાઈથી બોચી પર ઊંચકીને ઉપર લઈ જતાં ને નીચે ઉતારતાં વાંધો નહોતો આવતો.

બસ, હવે રાણીએ રાજાને કહ્યું "તમારે અભ્યાસથી થતો ચમત્કાર જોવો હોય તો બોલાવો તમારા મલ્લોને અને ભડવીર સુભટોને. તે દિવસે મને તમે કહેતા હતા ને કે ' આ તો બોલવાનું છે ? ' પણ ના, બોલવાનું નથી, કરી બતાવવાનું છે"

બોલાવ્યા મલ્લોને અને પહાડી કાયાના સુભટોને. રાણીએ પેલી તગડી જાડી પઠ્ઠા જેવી ભેંસ આગળ કરી કહ્યું 'આવો જે બહાદુર હોય તે આને ઊંચકીને ત્રણ દાદર ચડી જઇ મહેલની અગાસીમાં લઇ જાઓ, અને પછી નીચે ઊંચકીને લાવો.

રાજા કહે 'અરે ! આ શી વાત કરો છો ? આવડી મોટી ભેંસ તે ઊંચકીને ઉપર ચડી શકાતું હશે ?'

રાણી બોલી, આપ જોયા કરો ને. આ મલ્લો અને સુભટો પહેલવાન છે. તે એમનામાંનો ગમે તે એક આને ઊંચકીને ચડાવી દેશે, અને નહિ ચડાવી શકે તો પછી હું તો છું જ હું એને ચડાવી દઇશ આમાં શી મોટી વાત છે ?'

મલ્લો અને સુભટોને પોરસ ચડ્યું. મનને થયું કે 'જો રાણી એક અબળાજાત પોતે ચડાવી દેવાનું કહે છે તો એમાં મોટી વાત નહિ હોય, લાવોને આપણે આમ ચપટીમાં ચડાવી દઇએ.' એક મલ્લ આગળ આવ્યો. ભેંસના પેટ નીચે બે હાથ ઘાલી ઊંચકે છે, પણ શે ઊંચકાય ? ઊંચકતાં ફેં ફેં થાય છે. છતાં માંડ થોડી ઊંચી કરી લઈ ગયો દાદર પાસે, પરંતુ એક બે પગથિયા પરે ય ઊંચકીને ચડવું કેવી રીતે ! આગળ ભેંસ તો રખાય નહિ, ને પોતે આગળ રહી ભેંસ ઊચકી પગથિયા સામે પીઠ રાખી ચડાય કેમ ? ૧-૨ પગથિયાં ચડતાં તો હાથ ને પગ લૂસ પડી ગયા. થયું ભેંસ મૂકી દીધી નીચે.

બીજો મલ્લ અને એકાદો સુભટ પણ બિચારા પ્રયત્ન કરવા ગયા કિન્તુ નિષ્ફળ ! હવે કોઇ આગળ આવતું નથી. ત્યારે રાજા રાણીને કહે છે કે 'આ તો કાંઇ બની શકે ? હજી ભેંસ જેટલા વજનનું પોટકું કે થેલો હોય તો તો માણસ એને માથે કે ખભે લઇને દાદર ચડી જાય, પરંતુ ભેંસ જેટલા વજનનું પોટકું કે થેલો હોય તો તો માણસ એને માથે કે ખભે લઇને દાદર ચડી જાય, પરંતુ ભેંસ તે ઊંચકવી ફાવતી હશે ? ભેંસને ઊચકીને દાદર ચડે શી રીતે ?

રાણી કહે 'મહારાજા ! મને ફરમાવો એટલે હું આ ઊચકીને ચડી જાઉં છું કે નહિ તે જુઓ,'

રાજા કાનમાં કહે છે, 'પણ તું મારી આબરૂ કાઢશે.'

રાણીએ કાનમાં આશ્વાસન આપ્યું કે 'જુઓ આ તો મેં પહેલા ચડાવેલી છે એટલે કહું છું. ફીકર ન કરશો. દઇ દો રજા

રાજાએ રજા આપી, ને રાણીએ કછોટો મારી ભેંસના પેટ નીચે માથું ઘાલીને એને બોચી પર લઈ ઊંચકી, ગઇ દાદર પાસે, અને ટપ ટપ પગથિયા ચડી ગઈ. ત્રણ દાદર ચડી ભેંસને અગાસી પર ખડી કરી દીધી બધાએ નીચેથી અગાસી પર ભેંસ જોઈ. પછી રાણી એને ઊચકીને નીચે લઇ આવી અલબત એ વખતે પોતાનું શરીર વધારે નમતું રાખવું પડ્યુ એટલે દોરડાને પકડીને નીચે ઊતરી.

રાજા અને બીજાઓ સ્તબ્ધ દિંડમૂઢ બની મોંઢું ફાડીને ઉભા રહી ગયા. ત્યારે રાણી કહે છે, 'આમા અચરિજ શું પામો ? આ તો અભ્યાસની વસ્તુ છે, ચમત્કારની ચીજ નહિ. આ ડં આને પાડી તરીકે જન્મી ત્યારથી રોજ આ પ્રમાણે

સવાર બપોર સાંજ ઉપર ચડાવતી હતી. એ રોજના અભ્યાસ પર આજે મોટી ભેંસ પણ ઊંચકીને અગાશી ઉપર ચડાવી શકાય છે.' રાજાને ગળે વાત ઊતરી ગઈ.

**હઠયોગ આ ભેંસ ચડાવવા જેવી અભ્યાસની** ચીજ છે. આ પ્રમાણે આસનપ્રાણાયામમાં આગળ અભ્યાસ વધતા જમીનની અંદર દટાઇને સમાધિ દિવસો સુધી રાખી શકાય છે. પરંતુ એ રાજયોગ નહિ, કેમકે એનાથી અંતરાત્માના કામ-ક્રોધ-લોભ-રાગ-દ્વેષ-મત્સર વગેરે દોષોનું વિલીનીકરણ ન થાય. એ કરવા માટે તો એના પ્રતિપક્ષી બ્રહ્મચર્ય-ક્ષમા-નિસ્પૃહતા વૈરાગ્ય -ઉપશમ-પ્રમોદ વગેરે ગુણોનો અભ્યાસ જોઇએ, ગુણોના પોષક દર્શન-જ્ઞાન-ચારિત્ર--તપની સતત અને દીર્ઘ કાળ સાધનાનો અભ્યાસ જોઇએ. માટે જ એ દર્શન આદિ અને એની સાધનાઓ એ ખરેખરો યોગ છે, મોક્ષ સાથે યોજી આપનારો છે, રાજયોગ છે, એટલા જ માટે **માનવકાળનો ઉત્તમ સદુપયોગ આ રાજયોગની સાધનામાં છે.**

### હઠયોગ-રાજયોગનો ફરક :-

રાણીએ ભેંસ ઊંચકીને ત્રણ માળ ચડાવી દીધી એ તો કાયાના શ્રમનો અભ્યાસ છે. એમા મન કે આત્માના કોઈ દોષનિવારણ કે ગુણઘડતર નો અભ્યાસ નથી. એમ સમાધિના હઠયોગમા પણ આવો કોઇ અભ્યાસ નથી. કિન્તુ એ તો શ્વાસ રુંધનનો અભ્યાસ છે. ત્યારે દર્શન જ્ઞાન ચારિત્ર-તપના અભ્યાસમાં તો મૂઢતા-અજ્ઞાન-રાગાદિ અને આહારસંજ્ઞાદિ દોષોના નિરાકરણનો અને સમ્યગ્દર્શન તથા અહિંસા-ક્ષમાદિ ગુણઘડતરનો અભ્યાસ છે. માટે એ રાજયોગ છે. યોગોનો રાજા તે 'રાજયોગ.'

## રાજયોગ ખરો યોગ કેમ ? :-

રાજયોગમાં મનના અને આત્માના રાગાદિ દોષના નિરાકરણનો અભ્યાસ થાય છે, તેથી એ ક્રમે કરીને વીતરાગતા તરફ લઇ જાય છે; અને અંતે મોક્ષ સાથે યોજી આપે છે. માટે એને ખરો 'યોગ' કહેવાય, યોગોનો રાજા 'રાજયોગ' કહેવાય. એમાં અભ્યાસ જ એ જાતનો છે કે જેથી મનનું અને આત્માનું સદ્વીર્ય બળ-સત્વ-સદ્રુચિ વધતા જાય છે, અને ગમે તેવા પ્રલોભન કે આપત્તિમાં મન ચંચળ બન્યા વિના સમ્યગદૃષ્ટિ, ક્ષમા-નિસ્પૃહતાદિ, વિવિધ તપ, સ્વાધ્યાય ધ્યાન વગેરેમા સ્થિર રહે છે.

## વચનાનુષ્ઠાનમાંથી કેવી રીતે અસંગાનુષ્ઠાન ? -

વચનાનુષ્ઠાનનો અભ્યાસ પણ એક મહાન રાજયોગનો અભ્યાસ છે. એમાં કઠોર તપ સંયમ સ્વાધ્યાયની ધૂન લાગે છે. બરાબર સર્વજ્ઞ વચનના અનુસારે જ જ્ઞાન-ચારિત્રના યોગ સાધવા છે તેથી ત્યાં બીજા-ત્રીજા કોઇ વિક્ષેપ આકર્ષણ યા પ્રમાદને જગા જ નથી. સર્વજ્ઞ ભગવાને કહેલી વિધિએ જ આત્મહિતની સાધનામાં એકાકારતા છે. તેથી અભ્યાસ વધતાં વધતાં એવી સ્થિતિ આવી જાય છે કે જ્યાં પછી પોતાની કાયા સુદ્ધાંનાં આકર્ષણ-મમત્વ-આસંગ છૂટી જાય છે, યાવત જે સાધના કરે છે એ પણ એટલી બધી સહજ ભાવની થઈ જાય છે કે એનાં ય હવે આકર્ષણ-આતુરતા-આસંગ કરવાનાં છૂટી જાય છે. સૂર્ય જેમ સહજભાવે પ્રકાશ કરે છે, ચંદન જેમ સહજભાવે ગંધ રેલાવે છે, એમ અહીં વચનાનુષ્ઠાનના પ્રખર અભ્યાસથી **પરાકાષ્ઠાએ અનુષ્ઠાન-સાધનાનાં પણ**

**આકર્ષણ-આતુરતા-આસંગ છૂટી જઇ, એ સહજભાવની બની જાય છે. આને અનાસંગ યોગ કહે છે, અસંગાનુષ્ઠાન કહે છે.**

**ચંદનગંધ-ન્યાયે સહજ સાધના -**

દા. ત. 'જ્ઞાની કહે છે માટે ક્ષમા રાખો,' એમ નહિ, કિન્તુ બહુ અભ્યાસથી આત્મા જ ક્ષમામય બની જાય, અને ચંદનગંધન્યાયથી જેમ ચંદનના અણુએ અણુએ ગંધ-સુવાસ, એમ આના આત્માના પ્રદેશે પ્રદેશે ક્ષમા વ્યાપ્ત બની જાય,· આને અસંગ દશા, ક્ષમાનું અસંગાનુષ્ઠાન, ક્ષમાનો અનાસંગ યોગ કહેવાય ત્યાં અક્ષમા કલ્પનામાં ય ન આવે. એક રુંવાડું પણ દ્વેષ-ઉકળાટવાળું બને નહિ.

**પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાન પછી અસંગાનુષ્ઠાન કેમ નહિ?**

વિચારજો, સહજ ભાવે આવું દિલ ક્યારે બને? દીર્ઘ કાળ અભ્યાસ કર્યો હોય ત્યારે ને? અહીં વિશેષતા આ મૂકી,- પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાન પછી અસંગાનુષ્ઠાન ન કહ્યું, કિન્તુ વચનાનુષ્ઠાન પછી એને સ્થાન આપ્યું. કેમ એમ? શું પ્રીતિ-અનુષ્ઠાનના બહુ અભ્યાસમા તાકાત નથી આવતી? આવે છે, પણ એમાં પ્રીતિ-ભક્તિની પ્રબળતા થાય ત્યાં એ અનુષ્ઠાનનો આસંગ-આસક્તિ રહે છે. તેમજ વિધિ-અપ્રમાદ પર એવું જોર નથી હોતું ત્યારે વચનાનુષ્ઠાનમાં સર્વજ્ઞ ભગવાનની આજ્ઞા છે માટે આ અનુષ્ઠાન આ રીતે આચરવાનું એવું માનસ બનાવવાથી અનુષ્ઠાનની ચોકસાઈ વ્યવસ્થિતતા અને સંપૂર્ણતા પર લક્ષ વધુ રહે છે. એથી એ રીતે અભ્યાસ વધતાં અનુષ્ઠાન સહજ ભાવનું બનતું જાય છે.

**પહેલું વચનાનુષ્ઠાન કેમ નહિ?: આર્તધ્યાન અહીં ક્યાં નડે?:-**

પ્ર૦–તો પછી પ્રીતિ–ભક્તિ અનુષ્ઠાનનું શું કામ? પ્રારંભે વચનાનુષ્ઠાનનો જ અભ્યાસ ન કરાય?

ઉ૦– વાત છે, વચનાનુષ્ઠાન એવું સહેલું નથી કે પ્રારંભે એ આદરી શકાય. વચનાનુષ્ઠાન માટે તો મનને પહેલાં આર્ત-ધ્યાનથી મુક્ત કરવું પડે. આર્તધ્યાનની પીડા ચાલુ હોય ત્યાં પ્રબળ શુભ ધ્યાન ન આવી શકે, અને તે વિના વચનાનુષ્ઠાન આવવું મુશ્કેલ. વચનાનુષ્ઠાનમાં તો મનની તન્મયતા છે, એ જો મનને આર્તધ્યાનની સતામણી ચાલુ હોય તો કેવી રીતે બની શકે? એટલે આર્તધ્યાન મિટાવવા માટે પ્રીતિ–ભક્તિ અનુષ્ઠાન લાવવું પડે. પ્રીતિ–ભક્તિ અનુષ્ઠાનમાં જે સાધના કરાય છે તે દેવ–ગુરુ અને અનુષ્ઠાનની શુદ્ધ પ્રીતિ–ભક્તિથી કરાય છે. આ પ્રીતિભક્તિની એ તાકાત છે કે એ વખતે આર્ત-ધ્યાન કરાવનારી જડ પદાર્થોની પ્રીતિ–ભક્તિને યાને લગની–આસક્તિને અટકાવી દે. જડના રાગ દ્વેષ ઉપર આર્તધ્યાન ઊભું થાય છે, ત્યારે દેવ–ગુરુ અને ધર્માનુષ્ઠાનની જ્વલંત પ્રીતિ–ભક્તિરાગ એ જડના રાગને દબાવી દે છે, એથી આર્ત-ધ્યાન અટકે છે.

**આમ પ્રીતિ–ભક્તિ અનુષ્ઠાનનો બહુ અભ્યાસ કરાયે જાય એથી એ પ્રીતિ–ભક્તિ પર આર્તધ્યાનની સતામણી ઓછી થતી આવે છે.** એ ઘટતી જાય એટલે નિદ્રા વિકથા આલસ્ય એકાળજી વગેરે પ્રમાદ પણ ઓછા થતા જાય એમ કરતાં કરતાં પ્રમાદ અને આર્તધ્યાન નહિવત્ બને એટલે

વચનાનુષ્ઠાનના ઘરની અણીશુદ્ધ સાધનાને અવકાશ મળે, અવસર મળે. માટે પ્રીતિઅનુષ્ઠાન ભકિત-અનુષ્ઠાન તો ખૂબ જ સાધવાં જોઈએ.

**મુનિઓ શું કરે છે?** પહેલાં તો આ પ્રીતિ-અનુષ્ઠાન ભકિત-અનુષ્ઠાનનું જ બહુ સેવન કરે છે. એમને અરિહંત પરમાત્મા તથા ગુરુ પર અનહદ રાગ પ્રેમ બહુમાન હોય છે; તેમજ મહાવ્રતો પર, સંયમ પર, સાધના પર અતિશય રાગ-આદર-બહુમાન હોય છે. એથી પ્રેરાયા એ સાધના કરે એ ઊંચા પ્રીતિ-અનુષ્ઠાન અને ભક્તિ-અનુષ્ઠાન છે. મુનિઓ સરાગ સંયમ આદરનારા કહેવાય છે, એનો આ જ અર્થ છે. પછી એમાં સમર્થ બન્યે વચનાનુષ્ઠાનને આદરે. એમાંય ખૂબ અભ્યાસી થયા પછી વચનને ય યાદ ન કરવું પડે, અનુષ્ઠાન-સાધના સહજભાવે ચાલ્યા કરે એવું થઇ જાય; પછી અસંગાનુષ્ઠાન આવે. એમા 'આ ક્રિયા મારે કલ્યાણકારી છે માટે એને સેવું,' એવો કોઈ ભાવ નહિ. સૂર્ય પ્રકાશ કરે એમ જીવ અનુષ્ઠાન આરાધે. એ અસંગાનુષ્ઠાન, અનાસંગ યોગ.

આપણી વાત એ ચાલતી હતી કે પેલા શીતલાચાર્યના ચાર ભાણેજ મુનિઓ અનાસંગ યોગમાં પહોંચી ગયા એટલે તો ત્યાં પોતાના આત્માને છોડીને પર વસ્તુમાત્રનો આસંગ છૂટી ગયો. આસક્તિ કપાઈ ગઈ, એમાં પછી કાયા પણ આત્માથી તદ્દન પર હોઈ એના પરની આસકિત પણ છૂટી જાય એમાં શી નવાઇ?

**બસ, શુકલધ્યાન આ માગે છે** કે પર વસ્તુમાત્રમાં રમવાનું લેશ પણ ન હોય, એટલે કોઈ એક ચોક્કસ વસ્તુ પર રાગ-દ્વેષના લેશ વિના મન કેન્દ્રિત થઈ જાય. અનાસકિત

યોગથી પર વસ્તુમાત્રની આસક્તિનો લેશ પણ નથી, રાગાદિનો અંશ પણ નહિ; અને આમાં કોઈ એક દ્રવ્ય પર મન કેન્દ્રિત છે એટલે તો ત્યાં પછી કદાચ એ વખતે શરીર પર કુહાડાનો ઘા પણ પડે તો ય ત્યાં ધ્યાનભંગ નહિ, મન રાગ દ્વેષ ને કુર્ષ-ખેદના લેશમાં પણ ન ખેંચાય; એટલે ત્યાં પરમાત્રની યાવત્ કાયા સુદ્ધાંની આસક્તિ ગઈ છે, મમતા ગઈ છે, એટલે તો એ કાયાથી પણ સ્વાત્માને અત્યંત અલગ અનુભવી લીધો છે.

જેમ બીજાની કાયા પર ચાકુનો ઘા પડવાથી આપણને દ્વેષ કે ખેદ નથી થતો, કેમકે પેલી કાયા આપણા આત્માથી જુદી છે; એમ આ મહાત્માને પોતાની કાયા ય પોતાના આત્માથી તદ્દન જુદી જ ભાસી ગઈ હોય, લેશમાત્ર પણ પોતાની લાગતી ન હોય; એટલે સ્વાભાવિક છે કે એના પરના પ્રહારમાં પોતાને દ્વેષ-ખેદ જેવી કોઈ જ અસર નહિ.

### શુક્લધ્યાનનો દાવાનળ :-

આવી સ્થિતિનો અનાસંગ-અનાસક્તિ યોગ લાધે પછી તો ત્યાં શુક્લધ્યાનની લીનતા આવે. આની એટલી બધી તાકાત હોય છે કે જો એ વખતે સર્વ જીવોનાં કર્મ આ આત્મામાં સંક્રમી શકતા હોય તો એ સંક્રમીને આ શુક્લધ્યાનના દાવાનળમાં બળીને ભસ્મીભૂત થઈ જાય! પરંતુ બીજાના કર્મ પોતાનામા સંક્રમે એ વસ્તુ તદ્દન અસંભવિત છે એટલે એ બળી જવાની વાત બાજુએ રહી, પણ પોતાના આત્મામાં ચીકક પડેલા અસંખ્ય ભવોપાર્જિત સમસ્ત મોહનીય અને જ્ઞાનાવરણીયાદિ ઘાતી કર્મ આ પ્રબળ શુક્લધ્યાનના દાવાનળમાં ક્ષણમાં બળીને સાફ થઈ જાય છે.

**કેવું ધ્યાન કર્મનાશ કરે ? :–**

કાયા અને પર વસ્તુમાત્રથી અત્યંત ભિન્ન અનુભવી લીધા પર, યાવત્ રાગ--દ્વેષાદિ પરિણામથી પણ સ્વાત્માને ભિન્ન અનુભવી લીધા પર અનાસકત બનેલા આત્માને જે ગમે તે કોઇ એક દ્રવ્ય એક પર્યાય ઉપર શુકલધ્યાન લાગે, એની આ અકલ્પ્ય અચિંત્ય તાકાત હોય છે કે એ સમસ્ત સત્તાગત યાને સ્વાત્મામા ચીલિક ઘાતી કર્મોને ક્ષણમાં ધ્વંસ કરી નાખે. આ સૂચવે છે કે કોરા માની લીધેલા ધ્યાન માત્રથી કાંઈ ન વળે **ખરું ધ્યાન જ પર વસ્તુના રાગ–દ્વેષ અને હર્ષ–ખેદ મંદ કરવા પર જ લાગે.**

**જેટલી ભારે એ રાગાદિની મંદતા, એટલી ધ્યાનની પ્રબળતા.**

**હૈયામાં રાગ–દ્વેષ ભર્યા પડયા હોય ત્યાં તો અશુભ આર્ત–રૌદ્ર–ધ્યાન ચાલ્યા કરે;** શુભ ધ્યાન ધર્મધ્યાન શાનું લાગે ? હૈયામાથી પર વસ્તુનાં સંગ–આકર્ષણ છોડવા નથી, અનિષ્ટ પરની ઈતરાજી મૂકવી નથી, ને કોઈ ૐ વગેરેનું ધ્યાન લઇ બેસવું છે, તો એ તો માત્ર ધ્યાનનો ચાળો થાય, ખરેખર શુભ ધ્યાન નહિ.

માટે તો કહ્યુ કે,

**આર્તધ્યાનનુ મૂળ રાગ–દ્વેષ છે. એ મૂળનું જોર સલામત, તો આર્તધ્યાન જ સલામત, ધર્મધ્યાન નહિ.**

**ધ્યાન સુધારવા શું કરવું ?**

માટે જ ધ્યાન સુધારવા માટે રાગ–દ્વેષને મંદ પાડવાની જરૂર છે. એ માટે 'આ ઇષ્ટ, અને આ અનિષ્ટ' 'આ મને

ગમતું, ને આ અણગમતું'–એવી બહુ કલ્પનાઓ કરવાનું પડતું મૂકવું પડે.

## ઇષ્ટ અનિષ્ટ કલ્પનાથી બચવા

એક તો ૬ પ્રકારના બાહ્ય તપની બહુ જરૂરિયાત પર વિચારી ગયા છીએ. બીજું સાથે એવો એક સ્વભાવ કેળવવો જોઇએ કે 'મને કર્મે જે મળ્યું તે બરાબર,–એને મારે સારું કે નરસું માનવાની જરૂર નથી; ગમતું કે અણગમતું કરવાની જરૂર નથી. ચાલવા દો ચાલે એમ; જીવનમાં આવતા પ્રસંગો એ કર્મ અને ભવિતવ્યતાના ખેલ છે. મારે એ ખેલના માત્ર તટસ્થ પ્રેક્ષક બનવાનું; એને પોતના માની લેવાના નહિ. જગતની વચ્ચે જીવન છે એટલે સારું ય આવે ને નરસું ય આવે. એની વચ્ચેથી મારે અલિપ્તપણે પસાર થયે જવાનું.'

વાત આ બહુ મોટી છે, કપરું કામ છે, પરંતુ એ રીતનો અભ્યાસ પાડયા વિના છૂટકો નથી. અલિપ્ત દશા એકદમ નહિ આવે, પરંતુ અનંતાકાળથી જે એકદમ સર્વે સર્વા લિપ્ત–લીન બનવાનું ચાલી આવે છે, એમાં સહેજ સહેજ ઓછાશ આવતી જશે.

**રાગદ્વેષ ઘટાડવા માટે હર્ષ ખેદ ઘટાડવા કયા મુદ્દા?:–**

એ રાગદ્વેષનો લેપ ન લાગે એ માટે કરવાનું આ, કે હરખ–ખેદની માત્રા ઘટાડવાની. ગમતું મળ્યું ને બહુ હરખાયા, અણગમતું થયું ને તરત ખિન્ન થઇ ગયા,–એ હવે ન ચાલે. હરખ ઘટાડવાનો ને ખેદ પણ ઘટાડવાનો.

**હરખ કેમ ઘટે ?** હરખ થવા જાય ત્યાં ચોંકી ઊઠવાનું કે 'અરે ! આ હું શું કરી રહ્યો છું ? શાના પર હરખી રહ્યો છું ?'

(૧) આ કઈ મોટી ચક્રવર્તીના જેવી સમૃદ્ધિ કે સન્માન મળ્યા છે તે હરખું છું ?

(૨) એ ય મળે તો પણ એમાં આત્માનું શું ભલું થઇ રહ્યું છે ? હરખવાનું હોય ?

(૩) એમાં તો બિચારા જીવનું પુણ્યધન લૂંટાઇ રહ્યું છે, ને

(૪) સ્વદેશમાં જવાનું પ્રયાણુ ભૂલાવાઇ રહ્યું છે.

**જગતના મનગમતા પદાર્થો આવીને આપણા પુણ્યની લૂંટ ચલાવે છે,**

**આપણને સ્વદેશ 'મોક્ષ' તરફના વૈરાગ્ય અને ત્યાગ-રૂપી પ્રયાણને ભૂલાવે છે.**

એમાં હરખાવું એ મહા મૂર્ખાઇ છે. જુગાર ખેલતાં ધન હારતો જતો હોય છતાં જુગારના દાવ પર દાવ રમવાનો આનંદ માને એ શું મૂર્ખ નથી ? શું હું આવો મૂર્ખ છું ?' આમ આમ વિચારતાં હરખ ઘટે.

**ખેદ કેમ ઘટે ?**

ખેદ થતાં જ સાવધાન બની જીવને કહેવાનું કે

'(૧) મૂર્ખ ! કચરો સાફ થવા પર ખેદ કરે છે ? અણગમતું બની આવ્યું, આપત્તિ પ્રતિકૂલતા આવી એ પોતાના અશુભ કર્મના ઉદય વિના બને જ નહિ. પણ એમાં તો એ આપત્તિ વગેરે ભોગવી લેતાં એટલા અશુભ કર્મનો કચરો ભોગવાઇને સાફ થાય છે. કચરો સાફ થાય એમાં ખેદ શાને ?

(૨) વળી વર્તમાનમાં નરકના જીવો જે ઘોર ત્રાસ વેઠી રહ્યા છે એ ધ્યાન પર લાવી અહીંનું દુઃખ તો મામુલી સમજી સહી લેવું સહેલું. એમાં ખેદ શો કરવાનો હોય ?

(૩) વળી આવા તુચ્છ ખેદ કરવા જતાં એક તો જૂનાં અશુભ ટળવા પર નવાં અશુભની ભરતી થાય છે, અને બીજું એ, કે તુચ્છના ખેદમાં આત્માની આંતરિક ખરાબીના ખેદ જ ભૂલી જવાય છે. એ ભૂલાય પછી ખરાબીઓના સુધારા માટેનો વિચાર કે તમન્ના જ શાની થાય? એ મૂર્ખ જીવ ।. - રનું જ વાંકુચુંકુ સરખું કરવા માટે મથવાનો, અંદરનું નહિ.'

આ સાવધાનીએ ખેદની માત્રા ઘટતી આવે.

આમ હરખ–ખેદ ઘટાડતા જવાથી રાગ–દ્વેષ મોળા પડતા આવે, એટલે પછી એના પર ઊભા થતાં આર્તધ્યાન પણ ઓછાં થતા રહેવાનાં. એથી પછી ધર્મધ્યાનને સારી તક મળવાની. **પર વસ્તુનાં મમત્વ છુટવા પર શુભ ધ્યાનની સ્થિરતા થાય છે, સ્થિરતાનો સમય વધે છે. તાકાત વધે છે.**

શીતલાચાર્યના ચાર ભાણેજ મુનિઓ ગુરુ વિનય–વંદનાના ભાવમાં એવા મમત્વ ત્યાગ અને અનાસક્ત યોગ પર આગળ વધતાં વધતાં શુક્લધ્યાનમાં ચડી ઘાતી કર્મોનો ભુક્કો કરી નાખનારા બન્યા, અને કેવળજ્ઞાન પામ્યા! **વિનયધર્મ-વંદન-ધર્મના ભાવમાં કેવળજ્ઞાનનાં બીજ પડેલાં છે.**

વિનય એ મહાન આભ્યન્તર તપ છે. એનાથી 'વિવિધ અશુભ કર્મો નાશ પામવા સાથે તે માનાદિ કષાયનાં કર્મ નષ્ટ થતા આવે છે, કે જે માન મદ અહંકાર અનેકાનેક પાપોનું મૂળ છે. અહંકાર આપમતિથી તો જીવ કેટલાંય સુમાર વિનાનાં પાપો આચરે છે. વિનયદ્વારા એ તૂટે એટલે તો પછી ધર્મના દરવાજા ખુલી ગયા. માટે જ કહેવાય છે કે 'વિણયમૂલો ધમ્મો.' વિનય એ ધર્મવૃક્ષ ઊગવા માટેનું મૂળ છે. મૂળ ઉપર જ ઝાડ

ઊગે. વિનય એ ધર્મનગરનો દરવાજો છે. દરવાજામાં પેસીને જ નગરમાં જવાય. જો દરવાજો જ તૂટી જાય, તો બહારના ચોર ડાકુ લૂંટારા પેસીને નગરને ખેદાન મેદાન કરી નાખે. એમ,

**વિનય ભંગ થતાં અભિમાનાદિ ડાકુ ઘુસીને ધર્મને નષ્ટભ્રષ્ટ કરી નાખે છે.**

---

## પ્રકરણ ૪

### આર્તધ્યાનનું સ્વરૂપ :

આપણી વાત એ ચાલી છે કે રોગની પીડા, આવતાં જીવ જે આકુળવ્યાકુળ થઇ એ કેમ ટળે એની ચિંતામાં પડે છે, ને દવા, દાકતર, પથ્ય વગેરેની ચિંતામાં પડે છે, એ ત્રીજા પ્રકારનું આર્તધ્યાન છે, એના પર પ્રશ્ન થયો કે તો પછી મુનિને રોગ–પીડા આવતાં એ પણ રોગ કાઢવાના ઉપાય કરે છે તો એમને આર્તધ્યાન કેમ નહિ? એના જવાબમાં એક વાત એ કહી કે મુનિ રોગને કર્મનો વિપાક સમજી ખોટું દુર્ધ્યાન નથી કરતા.

**વસ્તુસ્વભાવ–ચિંતને આર્તધ્યાનથી બચાય:—**

કારણ કે મુનિ જગતની ત્રિકાલ અવસ્થાને જોનારા હોઈ સમજે છે કે 'અહીંના અશુભ સંયોગ એ પૂર્વના અશુભ કર્મના ઉદયને આભારી છે. એટલે આપણે જ દુષ્ટ યોગથી અશુભ કર્મ બાંધીને આવ્યા પછી એના ઉદય ભોગવવામાં સંતાપ શો કરવો ? પ્રભુએ જ કહ્યું છે કે જો પૂર્વે બાંધેલા અશુભ કર્મનો ત્યાં જ પ્રતિક્રમણ–પ્રાયશ્ચિત્તથી નાશ ન કર્યો, તો પછી આગળ પર કાં તો એ ભોગવાઈને નાશ પામે યા તપથી નાશ

પામી શકે. આ રોગપીડા એ ભોગવટો હોઈ એના દ્વારા અશુભ કર્મ નાશ પામી રહ્યા છે. એમાં શોક–સંતાપ શાને ? અશુભ કર્મ ઉદય પામે એટલે અશુભ ફળ આવે એ વસ્તુસ્વભાવ છે.'

આમ વસ્તુસ્વભાવનાં ચિંતનમાં રહેવાથી એમને ચિત્તનો અધ્યવસાય શુભ છે, અશુભ નથી. એ રીતે એ રોગ સહન કરે એમાં એમને ચિત્તની વ્યાકુળતા નથી, રોગ પર એમને દ્વેષ નથી, તેથી આર્તધ્યાન નથી; બલ્કે ધર્મધ્યાન છે, એ ગ્રંથકાર મહર્ષિ આગળ કહેવાના છે.

મુનિના આ દૃષ્ટાન્તથી સંસારી ગૃહસ્થને માર્ગ સૂચવ્યો કે તમે પણ જો રોગ યા બીજી આફતોમાં વસ્તુસ્વભાવ વિચારતા રહો, પૂર્વ કર્મના વિપાક–ઉદય વિચારી બીજાને દોષ ન દો, બીજા પર દ્વેષ ન કરો; અશુભોદયે પીડા આફત આવે એ વસ્તુસ્વભાવ કહેવાય, વસ્તુસ્વભાવમાં આકુળ–વ્યાકુળ ન થવાય, એમ વિચારી હાયવોય ન કરો, તો આર્તધ્યાનથી બચી જવાય.

**ધર્મથી આર્તધ્યાનની માફી ન મળે :—**

જુઓ ખ્યાલ રાખવાનો છે કે નમસ્કારમંત્રનો જાપ કરાય, તેમજ બીજી દેવદર્શનાદિ ધર્મસાધના કરાય, એમાં સારું ધ્યાન લાગે, શુભ ધ્યાનનો લાભ મળે. પરંતુ એટલેથી નિરાંત નથી વાળવાની, કિન્તુ બાકીના સમયમાં આર્તધ્યાન ન થાય એ પણ ખૂબ જરૂરી છે. નહિતર પેલા શુભયોગ–શુભધ્યાનનું પુણ્ય તો મળશે, પરંતુ સાથે આ આર્તધ્યાનથી પાપ પણ ઊભાં થવાનાં. એટલે જો દિવસ–રાત આર્તધ્યાનનાં પોટલાં; તો પાપનાં પણ પોટલાં બંધાવાનાં. ત્યાં છૂટકની ધર્મક્રિયાથી બચાવ નહિ મળે કે તુ ધર્મ કરે છે ને ? માટે આ તારાં આર્તધ્યાન માફ, એથી તને અશુભ કર્મ નહિ બંધાય.' ના, આવી માફી ન મળે.

પ્રારંભનો પેલો મરુભૂતિનો દાખલો યાદ છે ને ? જીવનમાં વરસો ધર્મસાધેલો, ધર્મધ્યાન શુભધ્યાન રાખેલાં, પરંતુ અંતે ભાઈ કમઠ તરફથી પત્થરની શિલાનો મરુભૂતિના પોતાના મસ્તકે ઘા થતાં એની મરણાંત પીડામાં આર્તધ્યાન આવ્યું તો એ એને તિર્યંચ ગતિમાં હાથીના ભવમાં ઉતારી દેનારું બન્યું.

એટલે ડહાપણ આ રાખવાનું છે કે ધર્મ જરૂર કરવાનો; પણ બને તેટલા આર્તધ્યાનથી બચીએ, એ સાથે સાવધાની જોઇએ.

ધર્મ સાચો આ, ફળ્યોકે એ આપણને આર્તધ્યાનથી બચાવે. જીવનમાં ધર્મ મળ્યાની ને ધર્મ કર્યાની સુવાસ રહેવી જોઈએ. ધર્મની સુવાસ આ કે ધર્મ સિવાયના કાળમાં આર્તધ્યાનથી બચવાનું ખાસ કરીએ:

### આર્તધ્યાનથી બચવા માટે

(૧) આર્તધ્યાનનું સ્વરૂપ બરાબર ખ્યાલમાં રહ્યા કરવું જોઇએ. અને

(૨) આર્તધ્યાનનાં ફળની ભડક રહ્યા કરવી જોઇએ.

### આર્તધ્યાનનું સ્વરૂપ :-

(૧) આર્તધ્યાનનાં સ્વરૂપમાં સંક્ષેપમાં આ, કે દુન્યવી ઈષ્ટ–અનિષ્ટ ગમતા–અણગમતા પર મનની ચોટ રહે, અર્થાત્ 'ઇષ્ટ કેમ મળે, મળેલું ટકે, જાય નહિ. પૂર્વે મળ્યું હતું તો કેવું સારું હતું ! મળશે ત્યારે કેવી મજા રહેશે ! ઈષ્ટ મળ્યામાં બાદશાહી છે, નહિતર ઈષ્ટ ન મળે તો જીવન જીવ્યાની કિંમત શી ?....' એમ 'અનિષ્ટ અણગમતું ક્યાં આવી પડયું ? એ જાય તો સારું. ફરીથી ન આવે તો સારું. પૂર્વે આવેલું ત્યારે હેરાન હેરાન થઈ ગયેલા. ભવિષ્યમાં આવશે તો બાર વાગી

જશે!....' વગેરે વગેરે વર્તમાનના કે ભૂતકાળના યા ભવિષ્ય કાળના ઇષ્ટ-અનિષ્ટ અંગે ગમતા-અણગમતા અંગેના રાજીપા નારાજીના વિચારમાં મન તન્મય બની જાય એ આર્તધ્યાન.

**જીવને ઇષ્ટ-અનિષ્ટ કેટલાં?:-**

ત્યારે જોવાનું આ છે કે જીવને દુન્યવી ગમતી--અણગમતી બાબતો કેટલી છે? અપરંપાર. 'દુન્યવી' એટલે ઇંદ્રિયોને પસંદ--નાપસંદ અથવા મનને મસ્ત કે દુઃખિત કરનારી ચીજ વસ્તુ યા કોઈ બાબત. આની સંખ્યાનું માપ નથી.

દા. ત. દાંત ખોતરવા તણખલાની સળી જોઇએ છે, તે જરાક સારી કડક મળે, સોય જેવી બહુ અણિયારી નહિ, કે વિશેષ જાડી નહિ, એવી મનગમતી મળે, એ સ્પર્શનેન્દ્રિયને પસંદ. એથી ઉલટી મળે એ નાપસંદ. એના પર મન લાગી જાય, સરસ મળી ત્યારે આલ્હાદ યા અપસંદ મળે નાખુશી માને. એવું મનચોંટી જાય, મનનું ધ્યાન લાવે, એ આર્તધ્યાન.

બેસવાની જગા મળી પણ જરાક મેલી રજવાળી, તો એ નાપસંદ, મનને એના પર કચવાટ રહે કે 'આવી મેલી કયાં મળી? હવે ફરીથી ધ્યાન રાખું કે આવી ન મળે. પહેલાં ઠીક મળેલી, આ ઠીક ન મળી. માણસો કેવા? જરાક જગા ય સાફ રાખતાં ન આવડે!'....આવી મનની ગડમથલ અને એ અનિષ્ટ જગા ટળવા, ન મળવા પર મનની ચોંટ, એ આર્તધ્યાન. એમ સ્વચ્છ જગા મળવા પર મન રાજી રાજી, 'બસ જગા તો આવી સાફ જ જોઈએ. માણસ પાસે આ ધ્યાન રખાવીશ કે બીજું પછી, પણ જગ્યા સાફ સ્વચ્છ રાખતા જાઓ...' વગેરે વગેરે વિચારમાં મન તન્મય થાય, એ આર્તધ્યાન-

કેવી ખૂણી ? **તુચ્છ—અતિતુચ્છ—નગણ્ય ઇષ્ટ-અનિષ્ટનું આર્તધ્યાન ? જીવની કેટલી કંગાળ—પામર—નિસત્વ દશા!** ત્યારે, આર્તધ્યાન કરાવનારી જીવને ગમતી—અણગતી બાબતો, આ પરથી ખ્યાલ આવશે કે, કેટલી સેંકડો હજારો થવા જાય ? ચાહ્ય એ ગમે તે એકાદ ઇન્દ્રિય યાને આંખને કે સ્પર્શનેન્દ્રિયને અથવા મનને, જીભને કે નાકને પસંદ નાપસંદ હો, અથવા કાનને માફક યા ના—માફક આવો.

**મનના પસંદ—અપસંદ કેવા ?:—**

દા. ત. 'ઘરના માણસ છોકરાને બે પૈસા વધારે ખરચવાના આપે છે....ઘરનો કારભાર પોતાની જ મરજીથી ચલાવે છે, એ પોતાના સગા પર પક્ષપાત કરે છે,....પાડોશી વારે વારે આપણી વસ્તુ માગી જાય છે,...આવું બધું મનને નાપસંદ છે. એથી ઉલ્ટું, 'પોતાને ઉદાર પાડોશીની સારી સારી ચીજ કામ લાગે છે,... ઘરમાં પોતાનું વર્ચસ્વ રહે છે,....પોતાને પત્ની કે છોકરા પૂછી પૂછીને બધું કરે ,....ઘરખર્ચ કરકસરથી થાય છે,.... વગેરે વગેરે બાબત મનને પસંદ છે. આ પસંદ-નાપસંદ બાબતો અંગે મનના બહુ રાગ દ્વેષ—રહે, પસંદગીનું કેમ બને, યા બન્યું છે તો કેમ ટકે; નાપસંદ બાબત કેમ ટળે, ભવિષ્યમાં ન બને, વગેરે પર મન તન્મય થાય એ આર્તધ્યાન.

આ પરથી જીવનમાં તપાસવા જેવું છે કે ઇષ્ટ—અનિષ્ટ બાબતો કેટલી ? અને એના અંગે આર્તધ્યાન કેટલી કેટલી વાર ? મન એમાં ક્ષણભર પણ તન્મય થાય, ચોંટે, એ આર્તધ્યાન છે. મનની એમાં અર્તિ છે, પીડા છે, પછી ભલે મનગમતી બાબતમાં મન હાશ કરે કે ઠીક બની હવે બરાબર ચાલે તો

સારું", તો ય તેમાં મનની ગુલામી છે, ગળિયાપણુ છે, Nervousness શૈથિલ્ય માંદાપણુ છે, એ અર્તિ.

**મનની પરવશતા એ અર્તિ જ કહેવાય. માટે એ અંગેનું ધ્યાન એ આર્તધ્યાન થયું ગણાય.**

જેવું ઇષ્ટ--અનિષ્ટ અંગે આર્તધ્યાન, એવું રોગ--વેદના તકલીફ અંગે પણ આર્તધ્યાન હોય છે. એના જ વિચાર, વૈદ્ય- ડાકટરના ને દવા--ઉપચારના વિચાર, અનુપાનના, પરેજીના વગેરે વિચાર મનને પકડી લે, એ આર્તધ્યાન એમ રોગ--વેદના–તકલીફમાં હાય વોયમાં મન લાગી જાય, અરેરે ! કેટલી બધી પીડા ? ક્યાં આ આવી ? મને ને આ ? હું નિયમિત ચાલનારો, ને મને ટી. બી. ? કેન્સર ?....'એવી હાયવોયમાં મન પડે ત્યાં આર્તધ્યાન લાગે.

આ જગતના જીવનમાં આર્તધ્યાન ક્યાં લેવા જવું પડે એમ છે? ડગલે ને પગલે ઇષ્ટ, અનિષ્ટ, કે રોગ--તકલીફ આદિની પીડાની બાબતો ખડી જ હોય છે. ત્યાં મન એની ગડમથલમાં ક્ષણવાર પણ પડે કે લાગ્યું આર્તધ્યાન. એવી પાર વિનાની બાબતો ! અને તે નિમિત્તે પાર વિનાના આર્તધ્યાન !

**ધ્યાન–યોગમાં દુર્દશા :–**

આજે દુનિયામાં ધ્યાન અને યોગની વાતો બહુ થાય છે. ત્યાં માણસને એનો નાદ લાગી, ઘડી કોઇ જાપ--ધ્યાન લઇને બેસવાનું મન થાય, બેસતો થાય, એમાં વળી કાંઇક સ્વપ્ન આવ્યું, કે ચમત્કાર બન્યા જેવું લાગ્યું, એટલે પછી સંતોષ વાળવાનું મન થાય છે કે હાશ ! હવે આપણને માર્ગ જડયો, યોગીનો રાહ મળી ગયો. પેલા બહુ ક્રિયા કાંડ કરનારા જુઓને, એમનાં એમાં મન ક્યાં ઠેકાણે રહે છે ? વેદિયાની જેમ ગતાનુ-

ગતિક ચાલે છે. આપણને જાપમાં મન બરાબર લાગે છે ..' આમ ક્રિયાકાંડી પર અભાવ, ને જાતના માનેલા ધ્યાન–યોગ પર સંતોષ થઇ આવે છે આવો અભાવ એ કેવી દુર્દશા? પરંતુ ખરું તો એ નથી જોવાતું કે '૦ા–૧ કલાકના ધ્યાન–જાપ સિવાય બાકી આખા દિવસમા આર્તધ્યાન કેટલાં ચાલે છે? એ જાપ ધ્યાનમાંય કદાચ એમ રહેતું હશે કે ચાલો, ઘરનું કુટુંબનું દુકાન–ધંધા–વેપારનું સરખું કરી રાખ્યું છે એટલે ફિકર નથી. એમ જાપ ધ્યાન વખતે ય દુન્યવી ઇષ્ટની નિરાંત બેઠી હોય, મન એથી મસ્ત હોય તો ત્યાંય આર્તધ્યાન ક્યાં છૂટે એમ છે?

સંભવ છે પેલા ક્રિયાકાંડવાળાને આર્તધ્યાનના અનુભવ કાંઈક ઓછા હોય, કેમકે એ ક્રિયાકાંડ પાછળ ધર્મની શ્રદ્ધા જે કામ કરતી હોય છે એ આર્તધ્યાનનો ભય લગાડે છે, તેથી એ આર્તધ્યાનના પ્રસંગમા મન વાળી લે છે, કે–'ઇષ્ટ–અનિષ્ટની નાની નાની બાબતોમા શા બહુ લેખાં માડવા? જેવું હોય તે ચાલે એમ, સહેજ રોગ–પીડા આવી તો એની બહુ ચિંતા શી કરવી? એ તો શરીર છે તે સહેજ આઘું–પાછુંય થાય.' આમ ધર્મશ્રદ્ધાના બળ પર મન વાળી લેવાય, મનનું સમાધાન કરી લેવાય એટલે આર્તધ્યાન એટલું જોરમા ને વાત વાતમાં ન ચાલે.

પ્ર૦–તો શું જાપ–ધ્યાન–યોગવાળો આમ મન ન વાળી શકે?

ઉ૦–વાળી શકે, પણ પેલા જેવી એવી ધર્મશ્રદ્ધા–શાસ્ત્રશ્રદ્ધા હોય તો વાળી શકે ને? પણ જો એ શ્રદ્ધા હોય તો ક્રિયાકાંડ પર સૂગ કરે? અભાવ કરે? ક્રિયાકાંડ–આચારમાર્ગ પર અભાવ થાય છે એ સૂચવે છે કે શાસ્ત્રે બતાવેલ આચારમાર્ગ કે જેના પર આજસુધી શાસન ચાલ્યું આવ્યું છે, ને ધર્મ ટકી રહ્યો છે, એના પરશ્રદ્ધા નથી.

**શાસ્ત્રોક્ત ક્રિયાકાંડ—આચારમાર્ગ પર શ્રદ્ધા નહિ એટલે એને કહેનારા શાસ્ત્ર ઉપર શ્રદ્ધા કયાં રહી?**

શાસ્ત્રશ્રદ્ધા નહિ, તો પછી શાસ્ત્રે પાયામાં જે આર્તધ્યાનથી બચવા માટે આર્તધ્યાનનાં સ્વરૂપ ઓળખાવ્યાં એના પર લક્ષ રાખવાનુંય કયાં રહે? ને એથી બચવાનો પ્રયત્ન પણ શે થાય? લક્ષ રાખ્યું માત્ર જાપ-ધ્યાન લઈ બેસવાનું, પછી બીજી બાજુ આર્તધ્યાન ગમે તેટલા ચાલે એ તરફ દૃષ્ટિ જ નહિ, ભય જ નહિ, તે શું કામ એ ઓછાં કરવાનું સંભાળે ?

એ તો જે આર્તધ્યાનનાં સ્વરૂપને સારી રીતે ઓળખે ને લક્ષમાં રાખે, એને એમ થાય કે ‘ અરે ! આ ડગલે-પગલે આર્તધ્યાન કરી કરી આ ઊંચો ભવ કાં બગાડું ? શું તુચ્છ જડની બાબતોમાં આર્તધ્યાન કરી કરી કિંમતી માનવભવ બગાડવાનો ? આમાં મારું પરભવે શું થાય ? ’ એમ ભય લાગે.

**જાપ-ધ્યાનથી ભવ સુધારવાનાં લક્ષ કરતાં અશુભ આર્ત-રૌદ્ર ધ્યાનથી ભવને ન બગાડવાનું લક્ષ રાખવું પહેલું જરૂરી છે.**

આનો એ અર્થ નથી કે ’ જાપ-ધ્યાન ન કરવા, પરંતુ કહેવું એ છે કે એમાં ઇતિકર્તવ્યતા ન માનવી. એમાં એવો સંતોષ ન માનવો કે જે આર્તધ્યાનનો વિચાર જ ન કરવા દે, આર્તધ્યાનના સ્વરૂપ પર લક્ષ જ ન જવા દે આર્તધ્યાનનો ભય જ ન થાય.

આર્તધ્યાનથી થતી ખરાબીઓનો ભય હોય તો એ મિટાવવા ખાસ પ્રયત્ન રખાય. માટે હવે આ વિચાર કરીએ કે આર્તધ્યાનના ફળમા શી શી ખરાબીઓ ઊભી થાય છે. એ ખરાબીઓનો

ખ્યાલ રહે એટલે હાય! આર્તધ્યાનથી આમ ભવ બગાડવો? એમ ભય લાગે, ને એથી બચવાનું કરાય. ત્યારે હવે આ જોવાનું આવ્યું કે આર્તધ્યાનથી કેમ બચાય?

## (૨) આર્તધ્યાનથી બચવાના ઉપાયઃ—

આર્તધ્યાન જીવને આ જગતના બહુ પદાર્થો ઇષ્ટ-અનિષ્ટ યાને ગમતા-અણગમતા કરવાથી થાય છે. નાની નાની મામુલી બાબતમાં પણ 'આ મને ફાવે, આ ન ફાવે; આ અનુકૂળ આ પ્રતિકૂળ,' એ ભય રાખ્યાથી એના અંગે આર્તધ્યાન ચાલે છે. માટે આર્તધ્યાનથી બચવા ઉપાય આ, કે પહેલાં તો એવી મામુલી બાબતોને મહત્ત્વ ન આપતાં એમાં ગમતું-અણગમતું ન કરવું. મનને સમજાવી દેવું કે મહાન મોક્ષનું ધ્યેય રાખનાર તારે વળી આ તુચ્છ બાબતમાં ફાવે ન ફાવે શું? ચાલે, જે આવ્યું તે ચાલે. ઉનાળામાં સહેજ ઠંડો પવન આવ્યો એમાં રાજી રાજી શું થવું? ને સહેજ ગરમી વધી એમાં વ્યાકુળ શું થવું? સ્વર્ગનીય શાતા અનંતીવાર જોઇ નાખ્યા છતાં શાતાની ભૂખ નથી મટી; ને નરકની દારુણ ગરમી અનુભવી લીધી એની આગળ વર્તમાન ગરમી કશી વિસાતમાં નથી, માટે અહીંની ઠંડક ગરમીમાં કશા માલ નહિ. એના પર તારું વર્ચસ્વ નહિં, માટે જે આવે એમા મધ્યસ્થ ભાવ રાખવો.

જગતનું ત્રણેય કાળનું સ્વરૂપ વિચારવું. એમાં પુદ્ગલોના ભાવના પલ્ટા અનંત દેખાશે. ત્યાં એકાદ ભાવ પર એને અંતિમ સ્થાયી ઇષ્ટ માની શું ઝૂકી પડવું? કે અનિષ્ટ માની શી એનાથી બહુ નફરત કરવી? જગત પલ્ટાતું છે, પુદ્ગલો ય પલ્ટાતા છે, અને જીવોની પરિસ્થિતિ તથા એના દિલના ભાવ

પણ પલટાતા છે. તેથી શું સારા નરસા ગણાતા જડ પુદ્ગલના ભાવ, કે સગાસ્નેહી કે વિરોધી માનેલાની પ્રવૃત્તિ યા દિલના ભાવ, એ કશા ઉપર મદાર બાંધવા જેવો નથી, એમાં રાગ કે દ્વેષ અને હરખ કે ખેદ કરવા જેવો નથી. એની વચ્ચે સમભાવ સમ-દૃષ્ટિમાં રહેવું, ન રાગ તરફ તણાવું કે ન દ્વેષ-અરુચિ-કંટાળા તરફ !

આમ વારંવાર ભાવના કરતા રહેવાથી મન એ બાબતોને બહુ મહત્ત્વ ન આપે એટલે એનાં નિમિત્તે આર્તધ્યાન થાય નહિ. ઇષ્ટ કે અનિષ્ટ ગણે તો આર્તધ્યાન થાય ને ? પલટાતા ભાવ ઇષ્ટ શા ? કે અનિષ્ટ શા ?

(૨) આર્તધ્યાન રોકવા બીજો ઉપાય એ કે ધર્મનાઆચાર અનુષ્ઠાનનું વિશેષ મહત્ત્વ માનવું, અને એમાં તન--મન--ધનની, વાણી--વિચાર-વર્તાવની અને તન-ધનનો સારો એવો ભોગ આપવાની બધી શક્તિ ખરચતા ઉલ્લસિત રહેવું. એમ શક્તિ ખરચી ભોગ આપીને આચારો-અનુષ્ઠાનો બજાવતા રહેવાથી મન પર ધર્મનું મહત્ત્વ સક્રિય રીતે અંકિત થાય છે, પ્રમાદ ઓછો થાય છે, પાપનીનફરત ઊભી થાય છે, શાસ્ત્રકારો જ્ઞાનીઓ, શાસ્ત્ર, અને પૂર્વે પ્રખર ધર્માચારો-ધર્મક્રિયાઓ-ધર્મસાધનાઓ સાધી ગયેલા મહાપુરુષો પર આસ્થા વધે છે. આ શ્રદ્ધાની વૃદ્ધિ અને સ્વયં આચારપાલન મનને પાપ સંસારનું અને જગતના પદાર્થોનું મહત્ત્વ ઘટાડે છે. એ અંગે વ્રત નિયમમાં અવાય છે. એમ ઇષ્ટ અનિષ્ઠ માનવું ઓછું થવાથી આર્તધ્યાન ઓછું થાય છે.

આ આચાર અનુષ્ઠાનમાં જિન વચનનો શાસ્ત્રનો અભ્યાસ અધ્યયન પણ આવે છે. એ જેમ જેમ વધે તેમ તેમ નવ નવી

તત્ત્વની ઓળખ થતી જાય, એના વારંવાર ચિંતન મનનથી મન એનાથી રંગાતું જાય ભાવિત થતું જાય, એટલે પણ બહુ ઈષ્ટ અનિષ્ટ કરવાની ભાંજગડ ઓછી કરાય; તેમજ રોગ પીડા તકલીફનું ય મહત્ત્વ ઓછું આંકી એમાં હાય વોય ને આર્તધ્યાન ઓછું કરાય.

**જિનવચનનો બહુ અભ્યાસ કરતાં આત્મદૃષ્ટિ ખીલતી જાય છે. મનનો જડ પદાર્થો કરતાં પોતાના આત્મા પર વિશેષ ઝુકાવ રહે છે.**

આમ, આત્મદૃષ્ટિ મુખ્ય બને, વિશેષ તરવરતી બને, એટલે કાયાના રોગ, પીડા વગેરેને આત્મદૃષ્ટિએ મૂલવવાનું થાય, અર્થાત્ આત્માની જ્ઞાનાદિ સંપત્તિને એ કશું નુકસાન કરી શકતા નથી, ઉલ્ટું એ રોગ-પીડાદિ આત્માના અશુભ કર્મ કચરા સાફ કરે છે એ આનંદનો વિષય છે, એમ મનના ભાવ રખાય પછી રોગ નિમિત્ત ય આર્તધ્યાન શું કામ થાય? મુનિને રોગમા આ ભાવ રહેવાથી આર્તધ્યાન નથી. એમને જિન વચનનો બહુ અભ્યાસ છે. તેમજ પવિત્ર આચાર અનુષ્ઠાનનું ધરખમ પાલન છે. એથી મન ખડતલ બને છે. મન ધર્મનું વાવે તો ખડતલ મજબૂત સાત્ત્વિક બને પણ એ વિસારી વિષયોની ગુલામી જ સેવે તો એવું ક્યાથી બને! મન સાત્ત્વિક બનાવવા માટે બાહ્ય આભ્યન્તર તપ બહુ ઉપયોગી છે. એમાં બાહ્ય તપની વિસ્તારથી વિચારણા થઈ; ને આભ્યન્તર તપમાં પ્રાયશ્ચિત્ત તથા વિનયની વિચારણા થઈ. હવે વૈયાવચ્ચ નામના આભ્યન્તર તપની વિચારણા કરીએ.

## પ્રકરણ ૫ સેવા વૈયાવચ્ચ-આભ્યન્તર તપ ત્રીજો

હવે વૈયાવચ્ચ ' નામના આભ્યન્તર તપને જોઇએ.

**વૈયાવચ્ચ** એટલે સેવા શુશ્રૂષા–માવજત એ સાધુ સાધ્વીની હોય યા સંઘની હોય. અહીં એક પ્રશ્ન થાય,

પ્ર૦--વિનય–વૈયાવચ્ચમાં તો શારીરિક કષ્ટ ઉઠાવવાનુ છે તો એ 'કાયકલેશ' નામના બાહ્ય તપમાં ગણાય, આભ્યન્તર તપમાં કેમ ગણાય ?

ઉ૦ કાયકષ્ટથી ભલે એ બાહ્ય તપરૂપ હો, પરંતુ એટલા માત્રથી એ વિનય વૈયાવચ્ચરૂપ નથી. પૂર્વે કહ્યું છે તેમ એ કોઇ પણ પૌદ્ગલિક લાલચ વિના ખરેખર પ્રીતિ ભક્તિ અનુષ્ઠાનરૂપ આરાધાય તો જ એ સાચા વિનય અને વૈયાવચ્ચ છે, એટલે

**આભ્યન્તર દિલમાં એવી કોઇ લાલચ ન હોવી અને શુદ્ધ પ્રીતિ–બહુમાન સાથે વિનય વૈયાવચ્ચનો ભાવ હોવો એ હિસાબે એ આભ્યન્તર તપ છે.**

**લૌકિક આશંસાનો અનર્થ** :–

ત્યારે એમ તો સાધુ પાસેથી કશું લૌકિક ખાટી લેવાની આશાએ કે લોકમાં માનપાન–કીર્તિની આકાંક્ષાથી સાધુની સેવા ચાકરી કરાય એ થોડો જ વૈયાવચ્ચ–તપ છે ? ત્યાં તો અંતરમાં એક સોદાનો હિસાબ ચાલી રહ્યો હોય છે,–' આટલું કરવાથી મને પેલું મળે.' જો આ હિસાબ ચાલે છે તો એમાં મુખ્ય શું આવ્યું ? પેલું મળવાનું. એટલે મુખ્ય તો રાગ–પ્રીતિ–આદર તો એ લૌકિક દુન્યવી ફળના રહ્યા. દિલમાં સંસ્કાર એના દઢ થવાના. પછી વૈયાવચ્ચના કષ્ટના ફળમાં થોડું પુણ્ય મળે, એ આગળ ઉપર લૌકિક ફળ દેખાડે; પણ તેથી શું ? ત્યાં પેલા દુન્યવી વસ્તુના રાગના દઢ સંસ્કાર લઈ ગયેલ તે ખૂલવાના, અને એ

અથાગ વિષયપ્રીતિ ઉભી કરવાના. ત્યારે એવી અથાગ વિષયપ્રીતિ સાથે વિષયનો ભોગવટો થયા કરે ત્યાં પરિણામ શું? ગાઢ વિષયપ્રીતિના હિસાબે ગાઢ ચિકણાં અશુભ કર્મના બંધ. એ શું કરશે? નરકગતિ કે દુઃખદ તિર્યંચ અવતાર દેખાડશે.

**બાહ્ય તપમાં આભ્યન્તરની પૂર્તિ :–**

તો બોલો, આભ્યન્તર તપરૂપ નહિ એવી બાહ્ય તપરૂપ દેખાતી સેવા–ચાકરી--વૈયાવચ્ચની કષ્ટિ જો ભયંકર પરિણામ સુધી પહોંચતી હોય તો ત્યાં કોરી બાહ્ય કષ્ટીથી સંતોષ કોણ માને? આ બધીય દુખદ પરિણામોની ધારા અટકાવી દેવાનું સામર્થ્ય આભ્યન્તર તપમાં છે. આપણે માત્ર એ બાહ્ય તપની કષ્ટીમાં આભ્યન્તર તપનો અંશ પૂરી દેવાનો છે.

**પ્ર૦–બાહ્ય ક્રિયા–કષ્ટિમાં આભ્યન્તર અંશની પૂર્તિ કેવી રીતે કરવી?**

ઉ૦-- આ રીતે, કે અનુષ્ઠાનની ઊંચી પ્રીતિ--ભક્તિ રાખી સાથે સમજી રાખવાનું કે 'લૌકિક સુખ--સન્માન ન ઈચ્છું તો ય જ્યાં સુધી મોક્ષ ન મળે ત્યાં સુધી આ વયાવચ્ચના પ્રખર પ્રભાવે પુણ્યોપાર્જન તો થવાનું જ છે, અને અંતરાયકર્મ પણ તૂટવાના; ને એથી જીવને સમાધિકારક સુખ--સન્માન પણ મળવાનાં જ છે. પછી નાહક અત્યારે એની ઈચ્છા--આકાંક્ષા કરવાની શી જરૂર?

**ઇચ્છી ન ઇચ્છીને મળેલાં સુખસન્માનમાં કેટલો બધો ફેરક છે?**

ઉલ્ટું એવી ઈચ્છા કરીને મળનારા સુખ--સન્માન તો જીવને ભુલાવનારા મળે છે, બુદ્ધિ બગાડનારા મળે છે, દુર્બુદ્ધિ કરાવનારા સુખ--સન્માન મળે છે. ત્યારે અહીંથી જ એની ઈચ્છા જો છોડી

'સુખ-સન્માન ગોઝારાં છે, મારે જોઈએ નહિ' એમ ઇચ્છ્યું, તો ખૂબી એ કે મોક્ષ ન પામીએ ત્યાં સુધી સુખસન્માન મળે તો ખરાં, ઊંચાં મળે, પરંતુ એ આત્માને એમાં ચિટકાવી ન દે; આત્મા એનું લેશ પણ મહત્ત્વ ન ગણે, એનાથી અલિપ્ત રહે.

**સુખસન્માન પ્રત્યે અહીં કરેલી ઘૃણાના સંસ્કાર પરલોકે જઈને તાજા થાય, એટલે ત્યાં સુખ-સન્માન પ્રત્યે ઘૃણા -અરૂચિ-અનાસક્તિ રહે.**

**સુખની અનિચ્છાથી મળેલા સુખમાં અનિચ્છા-અરુચિ ઊભી રહે, એ જ વૈરાગ્ય.**

ઇચ્છીને મેળવવા કરતા ન ઇચ્છીને મળનારા સુખ-સન્માનની વિશેષતા આ, કે (૧) એ ઊંચા મળે, અને (૨) એમાં પૂર્વે કરેલ અનિચ્છા-ઘૃણા-અરુચિની અહીં પુનરાવૃત્તિ થાય, પ્રબળતા થાય. એનો અર્થ જ્વલંત વૈરાગ્ય. 'ભરતજી મનહી મેં વૈરાગી' ભરત ચક્રવર્તી ચક્રવર્તીપણાના મહા વૈભવ-સન્માનમાં જ્વલંત વૈરાગ્ય-વાન હતા, તેથી આરિસાભવનમાં નિમિત્ત મળતા વીતરાગ સર્વજ્ઞ બની બેઠા. બાહુબળી યુદ્ધની ભૂમિ પર વીતરાગ સર્વજ્ઞ બની ગયા.

**ભરતચક્રીને મહાવૈભવમાં વૈરાગ્ય શાથી ? :-**

**ભરત અને બાહુબળ** બંને ય પૂર્વ ભવમા મહાન વૈયાવચ્ચ તપની આરાધના કરનારા હતા. ભરતના જીવ બાહુ મુનિએ પોતાના પૂર્વના ચક્રવર્તીના પુત્રપણાને મૂકી, ૫૦૦ મુનિઓની ગોચરી-પાણી લાવી આપવાની વૈયાવચ્ચ રાખી હતી, બાહુબળના જીવે પૂર્વ ભવે ત્યાંજ સુબાહુ મુનિએ એજ રીતે ૫૦૦ મુનિઓની શરીર-શુશ્રૂષાની વૈયાવચ્ચ કરવાની રાખી હતી બંને ય ચક્રવર્તીના ઘરના સુખ-સન્માન છોડીને આવેલા, એટલે હવે અહીં મુનિપણામાં એની કામના નહોતી;

**'આ નાશવંત અને બિભત્સ હાડ--માંસ--રુધિરભર્યા દેહે આટલું બધું ઊંચું ભગવાને ભાખેલુ વૈયાવચ્ચનું મહાન કર્તવ્ય કમાઇ લેવાનું કયાં મળે ?'** એવી વૈયાવચ્ચના અનુષ્ઠાન ઉપર અથાગ પ્રીતિ-ભક્તિ હતી, માત્ર આ પ્રીતિ--ભકિતના હિસાબે વૈયાવચ્ચ નિરાશંસ ભાવે સેવ્યે જતા એટલે સાથે દુન્યવી સુખ સન્માન પ્રત્યે ઘૃણા વૈરાગ્ય ઝળહળતા હતા. આમ, વૈયાવચ્ચના શુદ્ધ પ્રીતિભક્તિ --અનુષ્ઠાનનું ઊ ચું ભરચક પુણ્ય અને વૈરાગ્યના સંસ્કાર અહીં ભરત--બાહુબળના ભવમાં સાથે લઈ આવ્યા.

**અહીંની આસક્તિ પરલોકે :-**

**વૈયાવચ્ચના શુદ્ધ પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાનની આરાધનાએ ભરતને** ચક્રવર્તીનાં સુખસન્માન આપ્યાં અને બાહુબળને રાજવી સુખસન્માન સાથે અથાગ અચિંત્ય બળ આપ્યું. એવી ઊંચી વૈયાવચ્ચની આરાધનાથી માગીને આ સમૃદ્ધિ ને બળ મેળવવાનું કર્યું હોત, તો મળવાનો સંભવ હતો; પરંતુ તો પછી સાથે વૈરાગ્ય ન મળત. કેમકે પૂર્વે પેલું સમૃદ્ધિ અને બળ માગવા જતા પ્રીતિ એના પર ગાઢ રહેવાથી વૈરાગ્ય ગુમાવત; તેથી વૈરાગ્યના દૃઢ સંસ્કાર ઊભા થયા ન હોત. માગ્યું માટે એના પાકા સંસ્કાર ઊભા થઇને અહીં આવી, એ એમને સમૃદ્ધિ-બળમાં રાગાંધ અને મોહમૂઢ બનાવત. પછી પરિણામ શું ? દુઃખદ નરકાદિ ગતિ અને ભવચક્રમાં ચિર કાળ ભ્રમણ !

પરંતુ અહીં તો સુખસમૃદ્ધિ અને બળની કામના જ નહોતી, ઉલ્ટું એના પ્રત્યે તીવ્ર નફરત અને જ્વલંત વૈરાગ્ય હતો, માટે જ વૈયાવચ્ચનું શુદ્ધ પ્રીતિભકિત--અનુષ્ઠાન બજાવેલું. એટલે એ વૈરાગ્યના સંસ્કાર અહીં મોકા પર જાગતા થઇ ગયા, ઝળહળી ઊઠયા, અને એ વૈરાગ્યે ભરતને આરિસાભવનમાં વીંટી નીકળી જવાનાં

નિમિત્ત પર વીતરાગ બનાવી દીધા, તથા બાહુબળને ભાઈનું માથું ફોડવા ઉપાડેલી મુઠ્ઠીના નિમિત્ત પર ત્યાં યુદ્ધભૂમિ પર જ મહાવિરાગી સાધુ બનાવ્યા, અને બાર મહિને 'વીરા મોરા! ગજ થકી ઉતરો'ના બેન સાધ્વીના બોલનું નિમિત્ત મળવા પર વીતરાગ બનાવી દીધા!

**વૈયાવચ્ચ એ અપ્રતિપાતી ગુણ :-**

વૈયાવચ્ચ એ મહાન સાધના છે. શાસ્ત્ર એને અપ્રતિપાતી ગુણ કહે છે. 'અપ્રતિપાતી' એટલે પ્રતિપાત ન થાય, નાશ ન થાય એવો ગુણ. તો શું બીજા ગુણ તેવા નથી? છે, પણ નિયમ નહિ કે તેવા જ હોય. ત્યારે વૈયાવચ્ચ અપ્રતિપાતી હોવાનું કારણ એ છે કે એમાં જે બીજાની સેવા કરવાનું થાય છે ત્યાં નમ્રતા આવે છે, અહંત્વ તૂટે છે, પરનું કરી છૂટવાનું થાય છે, સ્વાર્થાંધતા તૂટે છે. **જે સાધનામાં અહંત્વ અને સ્વાર્થરસિકતા તૂટે, હાડકાં હરામ કરવાને બદલે બીજાની સેવામાં કામે લગાડાય, એ ગુણ આત્માની સાથે ગાઢ જોડાનારો ગુણ બને છે.** પ્રતિપાત ન થાય પતન ન થાય ગુણ, માટે એ અપ્રતિપાતી ગુણ.

**આનું ફળ કેવું?**

જીવે અહંત્વ, સ્વાર્થાંધતા, હરામ હાડકાં, આપમતિ વગેરેના અશુભ ભાવથી લખલૂટ કર્મ બાંધ્યા છે. તો સહજ છે કે એનાથી વિપરીત આ વૈયાવચ્ચમાંના ભાવો—નમ્રતા, પરાર્થવૃત્તિ, પરાર્થ, કાયકષ્ટ, જિનાજ્ઞામતિ વગેરેના શુભ ભાવથી જંગી કર્મક્ષય થાય એ સહજ છે. એટલા માટે કે જે ભાવોએ કર્મ બંધાયાં તેથી વિપરીત ભાવો દ્વારા કર્મ છૂટે એમાં વાંધો કયાં? હિંસાના ભાવથી કર્મ બંધાય, તો શું અહિંસાના ભાવથી કર્મ નહિ છૂટે?

## આપમતિ : સ્વાર્થાંધતા : વિષયાંધતા

અહંત્વ–આપમતિ–સ્વાર્થાંધતા વગેરે અશુભ ભાવોને કરાવનારાં મોહનીય કર્મ છે. એને તોડવા વૈયાવચ્ચ એક મહાન સાધના છે. એમાં લાગ્યા રહેવાથી એ કર્મ તૂટવા સાથે એનાં ફળરૂપ અહંત્વ વગેરે અશુભ ભાવો નામશેષ થતા જાય છે. 'સ્વાર્થાંધતા ખરાબ છે, સ્વાર્થાંધતા ખરાબ છે,' એવી માત્ર જપમાળા ગણવાથી કાંઈ એ દુર્ગુણ જાય નહિ. એ તો વૈયાવચ્ચની પ્રવૃત્તિ ચાલુ રાખીએ તો જ એ સક્રિય પ્રયોગથી સ્વાર્થાંધતા કપાતી આવે.

### જિનાજ્ઞામતિથી આપમતિ તૂટે :–

'એમ આપમતિ ખરાબની' માત્ર જપમાળા ગણવાથી એ ન ખસે, કિન્તુ વૈયાવચ્ચ દ્વારા જિનાજ્ઞામતિને સક્રિય સાધતા જવાય તો જ આપમતિ તૂટતી આવે. મનને એમ થાય કે 'મારી સ્વાર્થની આપમતિ ખોટી છે, અને સેવા વૈયાવચ્ચની જિનાજ્ઞા ખરી છે. માટે લાવ જિનાજ્ઞાને બજાવતો જાઉં.' એમ કરી વૈયાવચ્ચની જિનાજ્ઞા પાળવામાં મન લગાડતો જાય ત્યારે સ્વાર્થની આપમતિ તૂટતી આવે.

### દુર્ગુણોનો કબ્જો સક્રિયતાથી તૂટે :–

સ્વાર્થાંધતા આપમતિ વગેરે દુર્ગુણોએ આત્મા પર કબ્જો જમાવ્યો છે. તે કબ્જો એમ ને એમ હટી જશે ? નહિ હટે. એને હટાવવા સક્રિય પ્રવૃત્તિ જોઈશે. તે પણ દીર્ઘકાળ અને સતત ચાલુ રહે તો જ સદ્ગુણોનો કબ્જો જામી દુર્ગુણોને કબ્જો ઊઠી જાય.

### કબ્જો બળવાન

**વૈયાવચ્ચ એ અહંત્વાદિ દુર્ગુણોનો હૃદય પરથી કબ્જો ઉઠાવી દેવાની મહાન સાધના છે. ત્યારે, અહંત્વા-**

દ્દિનો કબ્જો ઘટતા આવ્યા વિના વીતરાગતા તરફ પ્રયાણ શાનું થાય ?

**કબ્જાની વાત મોટી છે. કબ્જો બળવાન છે. ઘરધણી કરતાં ભાડવાત હકદાર :**

આજે જુઓ છો ને કે મકાન મોટું અને કિંમતી હોય, રોડ પર આવેલું હોય, પરંતુ જુના ભાડાના વખતથી એમાં ભાડવાત રહેલો હોય, તો એના પર આજે જેવું માલિકનું નથી ચાલતું એવું ભાડવાતનું ચાલે છે. કેમકે કબ્જો ભાડવાતનો છે. એની જ હારોહારની જમીન પર કોઇએ નવું મકાન બાંધી ભાડે આપ્યું હોય તો એને મોટી પાઘડી સાથે નવી વધી ગયેલી રકમનું ભાડું આવે, ત્યારે આમાં પાઘડી ય નહિ ને નવી મોટી રકમનું ભાડુય નહિ. છતાં ય ભાડવાતને મકાન ખાલી કરવા દબાણ ન કરી શકાય એટલો ભાડવાતનો વિશેષ હક રહે છે. કારણ ? કબ્જો એનો છે, કબ્જો બળવાન છે.

એમ 'ખેડે એની જમીન' એ સૂત્રે આજે શું કર્યું ? જમીન માલિકોના હાથમાંથી, એ જમીનનો કબ્જો ધરાવનાર ખેડુતના હાથમાં એ જમીન મૂકી દીધી. કબ્જો બળવાન થઈ ગયો. માલિક કરતા કબ્જાવાળો સ્વતંત્ર હક્દાર બની બેઠો.

**હૈયા પર કબજો કોનો ? :**

બસ, એ જ રીતે આત્મા ભલે શુદ્ધ સ્વરૂપે ઉપશાન્ત અને ઉદાસીન હૃદયનો માલિક હોય. કિન્તુ એમાં પેંધી ગયેલા અહંત્વ, આપમતિ, વિષયાંધતા, સ્વાર્થાંધતા, અને હરામ હાડકા-પણાનો જો એ આત્મા પર કબ્જો છે, તો એ સ્વતંત્રતા ભોગવે

છે. જેમ ઘર માલિક બીજી ત્રીજી રીતે આગળ વધે , મોટો પૈસાદાર વેપારી થઇ જાય. એની પ્રતિષ્ઠા જામી પડે. પરંતુ પેલા પોતાના ભાડે આપેલા ઘરપર કબ્જો જો ભાડવાતનો છે, તો એ વગડા જેવા પણ ઘરની ઉપર એ માલિકનું કાંઈ ચાલે નહિ. એજ રીતે આત્મા ભલે અહિંસા પાળે, તપસ્યા કરે, શાસ્ત્રોની વિદ્વત્તા મેળવે, આમ બીજી બીજી રીતે એ આ અહિંસાદિ સંપત્તિથી શ્રીમંત થઇ ગયો હોય. પરંતુ જો હૃદય પર કબ્જો અહંત્વાદિનો છે, તો સ્વતંત્રતા એ અહંત્વાદિની ચાલવાની. શું?

**શ્રીમંતના પણ ભાડે આપેલ ઘર પર કબ્જો ભાડવાતનો, એમ વિદ્વાન તપસ્વીનું પણ હૈયું જો અહંત્વને, તો એ હૈયા પર કબ્જો અહંત્વનો. ત્યાં પછી આત્મા અહંત્વને પરતંત્ર. હૃદયપર અહંત્વનું ચાલે આત્માનું નહિ.**

હૃદયના માલિક આત્માનું કશું ચાલે નહિ, એ અહિંસાદિ આને કાઇ કરી શકે નહિ પણ એટલે તો જુઓ છો ને કે અનંતા માનવ-ભવ પણ જીવે મેળવ્યા અને એમાં અનંતી વાર ચારિત્ર લઇ અહિંસાદિ સપત્તિ પણ મેળવી, કિન્તુ અહંત્વ-આપમતિ વિષયાંધતા, સ્વાર્થાંધતા, અને હરામહાડકાપણું જો હૃદય પર કબ્જો જમાવી પડયા હતા તો એ અહંત્વાદિ ઉપર એ સંપત્તિની લાગવગ કે વર્ચસ્વ કશું પહોંચ્યું નહિ. એ સંપત્તિઓ તે તે ભવના અંતે ઉભી રહી ગઇ અને જીવ ભવ ચક્રમાં ભટકતો રહ્યો તે આજ સુધી હજી એના પર કબ્જો હજીએ અહંત્વાદિનો અનુભવાય છે!

## બોલો, હયાનો રસ ક્યાં? અને લૂખાશ ક્યાં?

સાચું કહેનારા કહે છે કે 'ભાઈસાબ! રસ તો પૈસા કમાવવા, સારું સારું ખાવું-પીવું, કુટુંબ સાથે બેસવું, વગેરે વગેરેમાં આવે છે. જ્યારે દેવદર્શનાદિ ક્રિયાઓ, ત્યાગ, તપસ્યા વગેરે તો લુક્ખા દિલથી થાય છે' કેમ આમ? કહો, ક્રિયા પર કબ્જો અહંત્વ, આપમતિ, વિષયાંધતા અને સ્વાર્થાંધતા અને સ્વાર્થાંધતાનો રાખ્યો છે, તેથી પેલા દેવદર્શનાદિની સુવાસ જ હૈયે ફેલાતી નથી ને. 'સુવાસ' એટલે એનો હરખ; એ મહા-નિધાન લાગે. ક્રિયા પર અહંત્વાદિના કબ્જાનો આ જુલ્મ છે કે અનંતી અનંતી ધર્મક્રિયાઓની પણ હૈયે સુવાસ નહિ! એ ધર્મક્રિયાઓને આત્મતારક ન બનવા દે! ભવનાં બંધન ન કાપવા દે! ઉલ્ટું ભવવર્ધક બનાવે!

**આત્માનું અધઃપતન હિંસા-વિષયસંગ-પરિગ્રહ વગેરે પાપક્રિયાથી થયું છે, પરંતુ વિશેષ તો એ પાપ-ક્રિયાની-પાપોની સુવાસથી થયું છે. પાપોની સુવાસ છે એટલે,**

**(૧) હૈયે એ પાપ ક્રિયાઓનું મહત્વ બેસી ગયું છે,**

**(૨) એ હોય તો જીવાય એમ લાગ્યું છે,**

**(૩) એનો રસ લાગી રહી છે.**

**(૪) એમાં સુખકારિતા લાગી રહી છે.**

**(૫) આનું પરિણામ મનમાં નકરું આર્તધ્યાન રહ્યા કરે છે.**

**એથી આત્માનો અધઃપાત, કર્મનાં બંધન, અને ભવના ફેરા થયે જ ગયા છતાં એ મહા અનર્થ દેખાતા નથી, એનો ભય-ફફડાટ નથી.**

**ધર્મની સુવાસ લાવવા ૧૧ ઉપાય :-**

હવે જો એનું નિવારણ કરવું હોય તો હૈયામાં પ્રતિસ્પર્ધી સુવાસ ઊભી કરી દેવી જોઇએ, (૧) પાપક્રિયાઓને બદલે અહિંસાદિની, વિષયત્યાગની, અપરિગ્રહની, પ્રેરક ધર્મક્રિયાઓની, સુવાસ-મમતા- મહત્વ-મૂલ્યાંકન ઊભાં કરવા જોઈએ, (૨) એમાં જ સુખકારિતા લાગે (૩) એનો જ રસ રહે. એ કેમ બને ? (૪) અહંત્વ આપમતિ વગેરે પડતા મૂકાય, (૫) સર્વજ્ઞ વીતરાગ ભગવાનનું શરણું લેવાય, (૬) એમનાં વચનને જ મહત્વ અપાય, (૭) એમની આગળ જાતની કશી વિશેષતા ન લાગે, (૮) સર્વજ્ઞવચનની આગળ પોતાના અભિપ્રાયની કોઈ કિંમત નહિ એમ હૈયે ઠસી ગયું હોય, (૯) વિષયાંધતાને બદલે વિષયોમાં વિષબુદ્ધિ ઊભી થઇ જાય, (૧૦) સ્વાર્થાંધતાની જગ્યાએ પરાર્થપ્રિયતા આવી જાય, (૧૧) આત્માના અધઃપાતાદિ અનર્થનો ભય ઊભો થઇ જાય...આવું બધું થાય ત્યારે ખરો ધર્મનો રસ, ધર્મક્રિયાની સુવાસ હૈયે વસે.

વાત આ છે કે વૈયાવચ્ચમાં અહંત્વાદિ તૂટવાથી એ અપ્રતિપાતી ગુણો બને છે. વૈયાવચ્ચથી શા લાભ ?

**સાધુસેવા વૈયાવચ્ચથી શા લાભ ? :-**

(૧) સાધુસંત અને ધર્માત્માઓની વૈયાવચ્ચ આ વસ્તુ ઊભી કરી આપે છે. કેમકે પહેલું તો સાધુસંત સાચા તે લાગે છે કે જે પોતે સ્વચ્છંદપણે અને આપમતિએ વર્તનારા

નહિ, કિન્તુ વીતરાગ સર્વજ્ઞ ભગવાનનાં વચનને જ અનુસરી સાધુતાને પાળનારા હોય છે. એટલા જ માટે જો એ સાધુ સંતની સેવા વૈયાવચ્ચ કરવાનું મન થાય છે,તો એથી જ ત્યાં પહેલાં તો સર્વજ્ઞ ભગવાન અને એમનાં વચનને જ આગળ કર્યાં, અને પછી સાધુસેવા કરી; એટલે જાતનું અહંત્વ આપમતિ તૂટે એ સહજ છે.

(૨) વળી સાધુ વિષયત્યાગી હોઈ સેવ્ય કર્યા એટલે વિષયો પ્રત્યે ગ્લાનિ આવી, વિષયો જ સર્વસ્વ લાગતા હોય તો એના ત્યાગીનું મહત્ત્વ શાનું લાગે ? શું કામ એમની સેવા થાય ? વિષયત્યાગી સાધુઓની સેવા ગમે છે, વૈયાવચ્ચ થાય છે, એ પોતાના અંતરમાં વિષયો ખટકવા પર, ખરાબ લાગવા પર, વિષયોમાં વિષબુદ્ધિ જાગવા પર. એટલે પછી ત્યાં વિષયાંધતા શાની ઊભી રહે ? અને કદાચ વિષયમૂઢતા થોડી ઘણી નડતી હોય તો ય સાધુસેવાથી એમના સમાગમે અને ઉપદેશે એ કપાતી આવવાની.

(૩) એમ, સાધુસેવા-વૈયાવચ્ચમાં, પોતાના સ્વાર્થનાં કામ છોડીને લાગ્યા, સાધુ પાસેથી કશો સ્વાર્થ નથી સાધી લેવો, માત્ર એ સ્વયં ગુણિયલ છે, બીજાને ગુણિયલ બનાવનારા છે, એટલા માટે પોતાની સ્વાર્થમાયા ત્યાગીને સાધુની વૈયાવચ્ચમાં લાગ્યા; ત્યાં સહેજે સ્વાર્થાંધતા કપાઈ. જો પૈસા-ટકા કે સમાજમાં માન-સન્માન વગેરે કોઈ તુચ્છ લાલચથી સાધુસેવા કરી, તો એ ખરેખર તો સાધુની સેવા નહિ, પણ એ તુચ્છ ધન આદિની જ સેવા કરી ગણાય. **ચોક્ખી નીતરતી સાધુસેવા તો એવી તુચ્છ ધન આદિની લાલચ વિનાની જ હોય.**

### શુદ્ધ સેવા પર ભાગવતનું દૃષ્ટાંતઃ-

શાસ્ત્રમાં એક પ્રસંગ આવે છે. એક ગામમાં એક સજ્જનની પાસે એક કથાકાર ભાગવત જઈ કહે છે, 'મારે અહીં ચોમાસું રહી લોકોને ધર્મકથા સંભળાવવી છે,'

પેલા સજ્જને ખુશી થઈ કહ્યું 'અમારા અહોભાગ્ય! ભલે મારે ત્યા જ રહો અને કથા કરો. પરંતુ એટલું બરાબર ધ્યાનમાં રહે કે મારું કશું કામ તમારે કરવાનું નહિ.'

'કેમ એમ!'

એટલા જ માટે કે મને ખરેખરો સેવાનો લાભ મળે.'

કથાકાર ભાગવત કહે 'ભલે.'

સજ્જન કહે છે, 'પણ જુઓ જે વખતે મને લાગ્યું કે તમે મારું કામ બજાવ્યું, એ જ વખતે તમે મારે ત્યાંથી છૂટા.'

કથાકારે કબૂલ કર્યું. ત્યાં એ રહ્યો અને કથા કરે છે. સજ્જન એની સેવા કરે છે.

એકવાર એવું બન્યું કે આ સજ્જનનો ઘોડો ચોરાયો. સવારે ધમાલ ચાલી,–'ઘોડો ક્યાં ગયો? સજ્જનના માણસો તપાસ કરે છે, પણ પત્તો લાગતો નથી.

એમાં આ કથાકારને બહાર ફરવા જવાનું થયું. ત્યાં જંગલમાં એક ઠેકાણે એ ઘોડો બાંધેલો જોયો. એણે વિચાર્યું કે 'મારે ઘરે જઈ ઘોડાની ભાળ તો દેવાય નહિ, કેમકે એમાં સજ્જનનું કામ બજાવ્યું ગણાય. પરંતુ આવો કિંમતી ઘોડો એ બિચારો ગુમાવે એ ઠીક નહિ, તેથી આડકતરી રીતે એની ભાળ એને આપી દેવી જોઈએ.'

એમ વિચારી કથાકારે ત્યાં ઘોડાની નજીકમાં પોતાનો રૂમાલ નાખી દઈ ઘરે આવી સજ્જનને કહ્યું, 'હું બહાર ફરવા ગયો હતો, આ આ રસ્તે ગયો હતો, ત્યાં રસ્તામાં મારો રૂમાલ પડી ગયો છે. તો જો તમારો કોઇ નોકર તપાસ કરી લાવી આપે તો ઠીક.'

એ સજ્જન ઘોડો ચોરાયાની ચિંતામાં હતો છતાં સમજતો હતો કે 'ઘોડો મળવાનું તો ભાગ્યને આધીન છે, જયારે સેવાનું કાર્ય પુરુષાર્થને આધીન છે, મારા હાથની વસ્તુ છે. તો એ વધાવી લેવું.' એટલે આ સેવાનું કામ મળ્યું તેથી ખુશી થયો, અને નોકરને રૂમાલની તપાસ કરી મળે તો લઇ આવવા કહ્યું.

નોકર ઊપડયો; અને તપાસ કરતાં રૂમાલ તો મળ્યો, પણ સાથે પેલો ત્યાં બાંધેલો ઘોડો પણ લઈ આવી શેઠને સોપ્યો.

શેઠ પૂછે,–'અલ્યા ! આ ઘોડો ક્યાંથી મળ્યો ?'

નોકર કહે છે, એ તો સાહેબ ! રૂમાલની નજીકમાં જ ઘોડો બાંધેલો હતો, તેથી રૂમાલ શોધતાં સહેજે એ મળી આવ્યો'

આ સજ્જન શેઠ બુદ્ધિમાન હતો એણે તરત કલ્પના કરી કે જરૂર કથાકારે ફરવા જતાં ઘોડો જોયેલો, પણ મારું કામ ન કરવાના હિસાબે એણે સીધી એની ભાળ મને ન આપતાં, ત્યાં રૂમાલ નાખી દઇ આ રીતે રૂમાલના બહાને આડકતરી રીતે ઘોડાની ભાળ આપવાની આ ચતુરાઈ કરી લાગે છે.' એટલે એણે કથાકાર પાસે આવી એનો રૂમાલ આપતાં કહ્યું,—

'લ્યો આ તમારો રૂમાલ તો મળી આવ્યો. પરંતુ હવે

તમને રજા છે. તમે અહીં નહિ રહી શકો. તમે શરતનો ભંગ કર્યો.'

'શી રીતે ?'

'તમે મને આડકતરી રીતે ઘોડાની ભાળ આપવાના હિસાબે જ આ રૂમાલ ત્યા પાડી નાખી એની તપાસ કરાવવાની યુક્તિ કરી. આપણે શરત હતી કે મારે તમારી સેવા કરવી અને તમારે મારું કશું કામ નહિ કરવું, તમે આ મારું કામ કરી શરતનો ભંગ કર્યો માટે હવે બસ, તમને રજા છે.'

કથાકાર કહે 'અરે ભલા ભાઈ! એટલામાં શું બગડી ગયું ? એમાં તમારી ઘોડાની ચિંતા મટી ને ?'

સજ્જને કહ્યુ, 'સાહેબ ! માફ કરો. હું સમજું છું કે આ સંસારનો કારભાર કરવો એ નિષ્ફળ મજૂરી છે, આ ઉત્તમ માનવભવમાં પરમાત્માની સેવાને બદલે માયાની વેઠ છે, વિટંબણા છે. એથી મારા આત્માની અધોગતિ છે. એમાંથી બચાવનાર સાધુસંતની સેવા છે, પણ તે નિષ્કામ ભાવે થાય તો. એટલા જ માટે મે તમને પહેલેથી કહ્યું હતું કે ખુશીથી હું તમારી સેવા કરીશ, અને તમારે મારું કશું કામ નહિ કરવાનું; જેથી આ બધી માયાની વેઠથી આત્મા પર ચડતા માયાના બંધનના ભારમાથી કાંઇક વળતર મળે, શુદ્ધ પુણ્યની પ્રાપ્તિ થાય, તો સદ્ગતિ મળે. પરંતુ તમે તો આડકતરી રીતે ઘોડાની ભાળ આપીને મને માયાની સગવડ કરી આપી, એટલે મારે ભાગે તો શુદ્ધ સાધુસેવાને બદલે માયાની સેવા જ આવીને ઊભી રહી.

**જીવનમાં ઘરખટલામાં તો માયાની સેવા કપાળે લખાયેલી છે જ, પરંતુ સાધુસંત પાસેથી પાપી**

**માયાની સેવા લેવી એને હું મહા અધમ કાર્ય ગણું છું. જે તારવાનું કામ કરનારા છે એની જ પાસે ડૂબાડવાનું કામ કરાવવું એ મહા અધમતા છે,** માટે માફ કરો. મારે તો આજ સુધી કરેલી બધી સેવા આ માયાનું કામ લેવાથી વટાવાઇ ગઇ. હવે એનાં ફળરૂપે સદ્ગતિનું પુણ્ય શાનું ઊભું રહે ?'

કથાકારને બોલવાની જગા જ ન રહી. એને રજા મળી.

અહીં એક સવાલ થાય,

**પુણ્યની ઇચ્છામાં નિષ્કામતા ક્યાં ? :—**

પ્ર૦– સાધુસેવાથી પુણ્ય મળવાની ઇચ્છા તો રહી; પછી એમાય નિષ્કામતા ક્યાં આવી !

ઉ૦ આ પુણ્ય કોઇ પૈસા-ટકાની માયા પામવાના ઉદ્દેશથી નથી ઇચ્છાતું; કિન્તુ સારી ગતિ અને સારી ધર્મસગવડ અને સારી બુદ્ધિ મળે એટલા માટે, અર્થાત્ સારી ગતિ મળવાના યાને પરલોક સુધરવાના ઉદ્દેશથી ઇચ્છવામાં આવે છે. એમાં વળી પરલોકમાં સારી બુદ્ધિના લીધે સુંદર ધર્મસાધના થાય એટલે આગળ એથી ય વધુ સારી સગવડ મળે, બળ મળે, સારો પુરુષાર્થ થાય. એમ કરતાં અંતે મોક્ષ સુધી પહોંચી જવાય. સરવાળે મોક્ષ થવાની ઇચ્છાથી જ ધર્મ કરતાં પ્રબળ ધર્મની સગવડ માટે પુણ્ય ઇચ્છાય એમા નિષ્કામતા જ છે.

**મોક્ષની ઇચ્છામાં નિષ્કામતા :–**

પ્ર૦–કેટલાક કહે છે કે મોક્ષની પણ ઇચ્છા કરાય ત્યાં નિષ્કામતા ક્યાં આવી ?

ઉ૦–નિષ્કામતા એ રીતે કે મોક્ષ એટલે કોઈ ચીજ સ્થાન

કે સન્માન નથી, કિન્તુ સ્વાત્માની કર્મ-મુક્ત નિર્મળ અવસ્થા છે. એની ઇચ્છામાં કાંઈ સકામતા નથી. વળી અહીં પહેલાં એ જુઓ કે નિષ્કામ ધર્મસાધના કરવાની કહી એમાં નિષ્કામતા રાખવાની શા માટે ? અર્થાત્ ત્યાં બીજી કશી સુખ-સન્માનાદિની કામના ઇચ્છા કેમ નહિ રાખવાની ?

**નિષ્કામ ધર્મનાં બે કારણ છે,-**

(૧) એક તો એવી ઇચ્છા રાખવામાં ખોટું એ, કે મનમાં પ્રધાન એ સુખ-સન્માન થઈ જાય અને ધર્મ ગૌણ થઇ જાય ! ધર્મ તો એ સુખ-સન્માનના એક માત્ર સાધન તરીકે જ ઇચ્છાવાનો , મુખ્ય ઇચ્છા તો સુખસન્માનની. તો ધર્મ કરતાં દુન્યવી સુખ-સન્માન વધુ ગમી જાય પછી હૈયે ધર્મનો ફોર્સ વધુ કયાંથી રહેવાનો ? અને ફોર્સવાળા (વેગ અને તાકાતવાળા) ધર્મ વિના મોક્ષ તરફ આગળ કેમ વધાય ? માટે એવો ધર્મ સાધવા નિષ્કામતા જરૂરી, તે નિષ્કામતા આ કે રાગાદિવર્ધક સુખસન્માનાદિની ઇચ્છા નહિ. **બાકી મોક્ષની ઇચ્છા રાખવામાં કાંઇ રાગાદિ વધવાના છે જ નહિ; તેથી એ ઇચ્છામાં નિષ્કામતા જ છે.**

(૨) બીજું નિષ્કામતાનું કારણ એ છે, કે જો ધર્મથી દુન્યવી સુખ-કીર્તિ-સન્માનાદિની કામના રખાય, તો એ સુખાદિનો રાગ દૃઢ થવાનો; એટલે પછી ધર્મથી જે પુણ્ય બંધાશે તે સંકિલષ્ટ ભોગ આપનારું બંધાવાનું. એનું પરિણામ એ આવવાનું કે જયારે એ પુણ્ય પાકીને ભોગ સામગ્રી મળશે ત્યારે એમા રાગ-દ્વેષાદિના સંક્લેશવાળા યાને આંધળા ચિકણા રાગદ્વેષ કરાવનારા ભોગ થવાના, યા એ સામગ્રી જ તેવા રાગાદિના સંક્લેશ

કરાવશે. ધર્મ કરતાં નિયાણું કરનારની શી દશા થાય છે? આજ કે ધર્મ કર્યો એટલે પુણ્ય અને એના વિપાકે સામગ્રી તો મળે, પરંતુ એમાં ચિત્તમાં પૂર્વનો લઈ આવેલ રાગાદિનો સંકલેશ ભારે રહે. વાસુદેવોનું શું થાય છે? એ જ કે એ પૂર્વે નિયાણું કરીને આવતા હોવાથી અહીં ભારે સંકલેશ, અને એનું ફળ નરકગતિમાં પ્રયાણ! સુભૂમ–બ્રહ્મદત્ત ચક્રવર્તીની પણ એજ દશા થઈ.

આ બતાવે છે કે ધર્મ પૌદ્ગલિક દુન્યવી સુખ સમૃદ્ધિ માન-પ્રતિષ્ઠા વગેરેની કામનાથી કરવામાં, રાગ દ્વેષાદિ મજબૂત થવાથી, મોક્ષથી–મોક્ષમાર્ગથી એટલા આઘા ફેંકાવાનું થાય છે. ધર્મથી તો મોક્ષ–મોક્ષમાર્ગની નજીક અવાય, પરંતુ પેલી પાપી કામના રાખવા જતાં જો આઘા ફેંકાવાનું થાય, તો ધર્મ કયાં ફળ્યો? એથી આત્મહિત શું સધાયું? માટે ધર્મસાધના નિષ્કામ ભાવે કરવાની છે.

હવે જો આ બે કારણ સમજાય, તો પછી એ સમજવું સહેલું છે કે ધર્મ કરતી વખતે મોક્ષની કામના રખાય, તો ભલે એ કામના છે, કિન્તુ એમાં એ બે કારણની પુષ્ટિ નથી; અર્થાત્ એમાં ધર્મનો ફોર્સ ઘટવાનો નથી, તેમજ દુન્યવી વસ્તુનો રાગ દૃઢ થવાનો નહિ. મોક્ષ જોઈએ છે માટે તો મોક્ષબાધક રાગ અને રાગને કરાવનારી સુખ સામગ્રીને ઝેર દેખે છે, એટલે કહો કે મોક્ષની ઇચ્છા કરવામાં તો એ બધાની અનિચ્છા ઊભી થાય છે, દુન્યવી સુખ સંપત્તિ સન્માનની ઇચ્છા જ મરી જાય છે. એટલે કહેવાય કે **મોક્ષની ઇચ્છા એ અનિચ્છાની ઇચ્છા છે. એ ખરેખર અનિચ્છારૂપ છે, નિષ્કામતા જ છે.**

જરૂરી છે. તો જ તત્ત્વચિંતન સાચું ચિંતન બને ત્યારે એ ધ્યાન રાખો કે

### માનવમન એ મહામૂડી

**માનવમન એ મહાન મૂડી મળી છે. એનાથી સાચા તત્વચિંતનનો સર્વોત્તમ ધંધો થઇ શકે છે; જેના નફામાં અઢળક પાપક્ષય, પુણ્યસંચય અને સુસંસ્કાર સિંચનની કમાઈ થાય છે.**

**ખોટા વિચાર કેમ અટકે ? :–**

આની જો બરાબર કિંમત સમજાય તો અતિ ઊંચી મન-મૂડીને આડાઅવળા યા કષાયોના વિચારમાં વેડફી નાખતાં આંચકો લાગે એમાં મન માત્ર વેડફાતું નથી, પરંતુ મહા નુકશાનમાં ઊતરે છે. એનો આંચકો ન લાગે ? આઘાત ન લાગે ? બોલો, આવો અનુભવ ક્યારે ય કર્યો છે ખરો કે કોઈ એવા ફજુલ વિચાર યા રાગ–દ્વેષાદિમાં મન પડ્યું ને પછી આઘાત લાગ્યો કે 'અરરર ! આ મેં શું કર્યું ?' જો આવો આંચકો લગાડતા જાઓ, તો કંઈક કંઈક સાવધાની આવતી જશે, ને મન ખોટા વિચારમાં ચડવા જાય ત્યાં એને અટકાવવા પ્રયત્ન થશે; અને બીજી બાજુ તત્ત્વનું ચિંતન ચાલુ કરાશે; જેથી પેલો વિચાર ભૂલાશે, બાજુએ પડ્યો રહેશે. એમ જ્યારે જ્યારે અવકાશ મળ્યો કે તરત તત્ત્વ ચિંતનનો અભ્યાસ રખાશે. માત્ર આટલું સમજી રાખવાનું કે 'માનવમન' એ મહામૂડી છે એનો વારે વારે તત્ત્વચિંતનથી સદુપયોગ કરી લઉં; એને ફજુલ અથવા કષાયના વિચારમાં વેડફી ન નાખું'

બસ આટલો નિર્ધાર કરી રાખ્યો, પછી તો જીવનમાં

બનતા પ્રસંગે પ્રસંગને તત્ત્વની દૃષ્ટિથી જોવાનું બનશે

**તત્ત્વદૃષ્ટિથી કેમ જોવાય અને એનો શો લાભ ? એ જુઓ.**

(૧) જીવ યા અજીવ, બંનેમાંથી કોઈ એક તત્ત્વ ત્યા લાગુ તો થાય જ. એટલે દુનિયાના પ્રસંગને, જીવના કે અજીવના ગુણ–સ્વભાવ–આસિયતની દૃષ્ટિથી નિર્લેપપણે વિચારી શકાય; જેથી રાગ દ્વેષ અટકે. અથવા

(૨) પુણ્ય કે પાપ, બંનેમાંથી કોઈ એકના ઉદયની દૃષ્ટિથી જોઈ શકાય કે આ પુણ્યોદય છે યા પાપોદય ? તેથી હર્ષ ખેદ અટકી ચિત્તસમાધિ રહે. અથવા

(૩) આશ્રય કે સંવર બેમાંથી એકનો વિચાર થઈ શકે. જેથી પ્રસંગને પાપસ્થાનકરૂપ બનતો અટકાવી ધર્મપ્રસંગરૂપ બનાવી શકાય. દા.ત. ઋતુની ગરમી પર વિચાર આવ્યો તો જોવાય કે જો આમાં મનને ઉદ્વેગ થયો કે ‘ હાય ! બહુ ગરમી ! ’ તો આ વિચાર કષાયકારી બનવાથી આશ્રવના પ્રસંગરૂપ થશે. એના બદલે જો મનને એમ થયું કે ‘ ચાલો, આ એક પરીસહ સહવાની તક મળી. ગરમી સહવી તો પડવાની જ છે. પછી ઊંધો વિચાર અને ઉદ્વેગ શા માટે કરવો ? ’ ગરમીનો પરીસહ વધાવી લઈ સારી રીતે સહી લેવાય તો એ સંવર તત્ત્વ બની જાય

(૪) એમ બનતા પ્રસંગને બંધ કે નિર્જરા, બેમાંથી એક તત્ત્વની દૃષ્ટિએ જોઈ શકાય. દા.ત. દુન્યવી સુખ મળ્યું ત્યા વિચારી શકાય કે ‘ જીવ ! ધ્યાન રાખજે, આમાં મળેલા સુખના પ્રમાણમાં પુણ્યકર્મ ભોગવાઇને ખત્મ થઈ જવાનું એ તો નિશ્ચિત વાત છે. હવે જો દિલમાં વૈરાગ્ય, દયા દાન દેવગુરુ-

ભક્તિ વગેરેનો શુભ ભાવ રાખીશ તો શુભ કર્મનો બંધ થશે, અને સ્વાર્થ, મમતા, નવો વેપાર, નવો આરંભ સમારંભ વગેરેનો વિચાર લાવીશ તો અશુભ કર્મનો બંધ થશે.' આમ જોવાથી અશુભ ભાવ ટાળી શુભ ભાવ રાખી શકાય.

(૫) એમ કોઈ સેવાનો પ્રસંગ આવ્યો, ત્યાં (i) જો જીવ ઉપેક્ષા– આંખમિચામણા કરવા જાય તો સ્વાર્થાંધતાના વિચારને લીધે કર્મબંધ થાય, ને (ii) હોંશથી સેવા ઉપાડી લે તો કર્મ-નિર્જરાને અવકાશ મળે.

## આશ્રવ-સંવર તરફ ગ્લાનિ-આનંદ :-

કહેવાનું તાત્પર્ય આ છે કે નવતત્ત્વમાંના કોઈ ને કોઈ તત્ત્વને પ્રસંગ–પ્રસંગમાં લાગુ કરી શકાય, ને એને આત્મહિતમાં ઉતારી શકાય. ત્યાં હેય તત્ત્વના હિસાબે ગ્લાનિ અને ઉપાદેય તત્ત્વના હિસાબે આનંદ સાથે રહે, તો એ તત્ત્વ-વિચાર સાચું તત્ત્વચિંતન બને. કોરા સર્ટિફિકેટથી ન ચાલે. કોરા હૃદયે કહી દીધું કે 'આ આશ્રવનો પ્રસંગ છે, યા બંધનો પ્રસંગ છે, અથવા સંવરનો પ્રસંગ છે, કે નિર્જરાનો પ્રસંગ છે,' આટલેથી ન ચાલે. પણ સાથે હૃદયને ઉદ્વેગ યા આનંદનું વલણ થાય. જો બંધ કે આશ્રવ છે એ વિચારની સાથે ગ્લાનિ હોય; એમ સંવર યા નિર્જરાનો પ્રસંગ છે તો એવા વિચારની સાથેસાથ આનંદનો ભાવ હોય. ત્યારે એ સાચું તત્ત્વચિંતન બને.

## આશ્રવના વિચાર સાથે ગ્લાનિ : કુમારપાળ

મહારાજા કુમારપાળને કુબેર શેઠની સંપત્તિ જોવા જવાનો પ્રસંગ આવ્યો. ગયા, અને નજીક પહોંચતાં સાથેના માણસો કહે છે,

'મહારાજા ! આ સામે ઊંચે ધજાઓ ઊડતી દેખાય છે એ કુબેર શેઠની હવેલીઓ ઉપરની ધજાઓ છે'

ત્યાં કુમારપાળ રાજાને એ અનિત્ય અજીવ તત્ત્વ તરીકે દેખાય છે, સાથે એના મોહ પ્રત્યે ગ્લાનિ થાય છે, એટલે એ કહે છે, 'જુઓ આ ધજાઓ ફરફર થઇને કહી રહી છે કે આ મહેલાતનો સંયોગ અનિત્ય છે, એક દિ' ફર ફર ફૂ થઇને આ સંયોગ ઊડી જવાનો છે.'

હજુરિયાઓ સાંભળીને સ્તબ્ધ થઈ ગયા કેમકે એમને તો આ હવેલીઓની કતાર જાઇને મનમાં રાગનાં ગિલગિલયાં થતાં, અને અહીં તો વૈરાગ્યનું વચન સાંભળવા મળ્યું, એવું અંદર જતાં બન્યું, હાથીઓની કતાર વગેરે અઢળક સંપત્તિ અંગે પણ કુમારપાળ રાજાનાં વચન વૈરાગ્યભર્યાં જ સાંભળવા મળ્યાં. આ હતી કુમારપાળ રાજાની તત્ત્વવિચારણા. ગુરુ હેમચંદ્ર-સૂરિજી મહારાજ પાસેથી તત્ત્વનો બોધ મળ્યો.

**પછી અંતરમાં એવો ઊઘાડ થઇ ગયો કે કોઇ પણ દર્શન, શ્રવણ, કે સ્મરણચિંતન તત્ત્વની દૃષ્ટિએ જ ચાલે.** ત્યારે તો એનો પ્રભાવ એ પડયો કે સંસારને ત્રણ ભવમાં જ મર્યાદિત કરી દીધો ! વધારામાં ગણધર પદવી નક્કી થઈ. કેમ ? તત્ત્વચિંતન સાથેનો કરુણાભાવ એટલો ઊંચો હતો કે પોતાની અઢાર દેશની પ્રજાને જુગાર શિકાર વગેરે સાત વ્યસનો અને હિંસાના પાપથી બચાવી, જેથી કેમ એ ક્રમશઃ જિનશાસનરસિક થઈ મોક્ષમાર્ગે ચડી જાય.

## જિન-ગણધર-કેવળી કેમ બને ? :-

'પંચસંગ્રહ' શાસ્ત્ર કહે છે કે (૧) જગતના સમસ્ત જીવોને મોક્ષમાર્ગે ચડાવવાની કરુણાભાવના પ્રગટે તો તીર્થંકર નામકર્મનું પુણ્ય ઉપાર્જિત થાય છે; અને (૨) દેશ-જ્ઞાતિ-કુટુંબને પ્રભુશાસનના માર્ગે ચડાવી તારવાની કરુણા જાગે તો ગણધરપણાનું પુણ્ય ઊભું થાય છે. ત્યારે (૩) જો પોતાના આત્માને તારવાની ભાવના જાગે તો એ ક્રમશઃ 'મુણ્ડ કેવલી' અર્થાત્ પોતે કેવળજ્ઞાન ઉપાર્જી જાતનો ઉદ્ધાર કરનાર બને છે કુમારપાળ મહારાજાએ પોતાના રાજ્યની પ્રજાની કરુણા ચિંતવી, ગણધરપદનું પુણ્ય ઉપાર્જ્યું.

## કરુણા આગળ પૈસા શી વિસાતમાં ? :-

સહેલું કામ છે ? પ્રજામાં કોઈ જુગારી-શિકારી-માંસાહારી હોય, હિંસા કરનાર ખાટકીઓ-પારધી-માછીમારો હોય, એમનાં મન વધારી એ બધાં પાપ બંધ કરાવવા એ કામ ભારે કઠિન છે. એ બધાને આજીવિકાનો પ્રબંધ કરાવવો પડે ને ? કેટલો ખર્ચ થાય ? પરંતુ દિલમાં જીવો પ્રત્યે ભાવકરુણાનો ધોધ ઊછળ્યા પછી પસાનું શું મહત્ત્વ છે ?

સર્વજ્ઞ ભગવાન શ્રી જિનેશ્વરદેવે પ્રકાશેલાં જીવ અજીવ વગેરે તત્ત્વોનું જ્ઞેય-હેય-ઉપાદેય તરીકે ચિંતન અભ્યસ્ત થાય ત્યાં દ્રવ્ય-ભાવ કરુણા સહેજે આવે. સમકિતના પાંચ લક્ષણમાં આસ્તિક્ય યાને જિનોક્ત તત્ત્વની શ્રદ્ધા ઉત્પન્ન થયા પછી અનુકંપા પ્રગટે છે. તત્ત્વનું ચિંતન કોરું ન ચાલે.

**જ્યારે ખરેખર તત્ત્વચિંતન કરવું છે, તો જ્ઞેય-હેય-ઉપાદેય તરીકે ધરીને જ તત્ત્વનું યથાર્થ ચિંતન**

થાય. ત્યાં અમૈત્રીભાવ, અપ્રમોદભાવ વગેરેને કમમાં કમ તત્ત્વ-ચિંતનકાળ પૂરતું અલગ જ રાખવા પડે. આમાં દા.ત. અમૈત્રી નડતી હોય, દ્વેષ-ઈર્ષ્યા નડતી હોય, તો એ હટાવવા મૈત્રી પ્રમોદભાવ કેળવવા પડે. એ હોય તો જ તત્ત્વચિંતન સાચું ચાલે.

બસ, મોક્ષ માટેના પાંચ યોગ પૈકી પ્રથમ યોગ યાને પાયાનો યોગ 'અધ્યાત્મયોગ' એમાં તત્ત્વચિંતન કર્તવ્ય છે. એ તત્ત્વ જ્ઞેય, હેય કે ઉપાદેય હોય. તેથી એના તરફ દિલમાં એને એને અનુરૂપ વલણ રાખીને એનું ચિંતન કરાવું જોઈએ.

અહીં મન એક બચાવ કરવા પ્રેરાય કે

પ્ર૦– "તત્ત્વની શ્રદ્ધા સાથે તત્ત્વચિંતન કરાય ત્યાં અંતરાત્મામાં રાગાદિ દોષો તો હજી બેઠા હોય છે એટલે મૈત્રી કરુણાને બદલે અમૈત્રી, કઠોરતા સંભવી શકે છે. અલબત્ 'એ દોષો સારા છે. કરવા જેવા છે' એવું ન લાગે, પણ ત્યાજ્ય લાગે, પછી અમૈત્રી આદિ હોય એમાં શો વાંધો ?"

ઉ૦– આપણું મન ચોર છે એટલે આવો બચાવ કરવા પ્રેરાય, અને દિલમાં વૈરવિરોધ, ઈર્ષ્યા વગેરે હોવા છતાં તત્ત્વ-ચિંતન પર અધ્યાત્મનો સિક્કો લગાવે.

પરંતુ અહીં યોગબિંદુ શાસ્ત્રમાં અધ્યાત્મયોગની વ્યાખ્યા-મા તત્ત્વચિંતન સાથે અહિંસાદિ વ્રત અને મૈત્રીભાવ આદિ ભાવને સામેલ કરેલ છે, તે સૂચવે છે કે અધ્યાત્મયોગ બનાવવા માટે મૈત્રીભાવ વગેરેની ખાસ જરૂર જ માની છે, પણ અમૈત્રી-ભાવ હોય અને એનો ખેદ હોય એ ન ચાલે. દા.ત. કોઈના પર હૈયામાં ઈર્ષ્યા સળગતી હોય અને મનને માત્ર એમ થાય કે

આ હું ઇર્ષ્યા કરું છું, ને એ ખોટું છે' તો તેટલા માત્રથી ન ચાલે; પરંતુ ઈર્ષ્યા જ ન જોઇએ. ઈર્ષ્યામાં તત્ત્વચિંતન જ ચે કખું ન ચાલી શકે, ને તેથી અધ્યાત્મયોગ ન બને.

અધ્યાત્મયોગ એટલે તો શુદ્ધ આત્માની સાથે તાર બાંધવાના છે. આ મોક્ષ માટેનો યોગ છે ને? તો મોક્ષ એટલે શુદ્ધ આત્મા; એના તરફ પ્રયાણ જોઇએ. એ કોરા તત્ત્વચિંતનથી ન થાય. અંતરમાં વૈર-વિરોધ કે ઈર્ષ્યા સળગતી હોય ત્યાં આત્માના શુદ્ધ સ્વરૂપની ખરેખરી જાગૃતિ ક્યાં? ખરેખરો ખ્યાલ ક્યાં? પૂછો,

**શુદ્ધ આત્માની જાગૃતિ હોય તેથી દ્વેષ-ઇર્ષ્યા કેમ અટકે?**

કારણ આ છે કે જ્યાં જે ખામી માટે સામા પર દ્વેષ વૈર ઊઠવા જતા હોય, ત્યાં એ માટે મનને એમ થાય કે

**'આ ખામી એ કાંઈ સામાના શુદ્ધ આત્માનું સ્વરૂપ નહિ; એ તો બિચારાને ભાડુતી કર્મની વિટંબણા છે. તો એ બિચારો એ કર્મવિટંબણા ભોગવતો હોય ત્યાં મારે દ્વેષ શો કરવો?'**

**એમ વિચાર કરવા પર દ્વેષ ઓસરી જાય.**

**ઇર્ષ્યા કેમ ટળે?:**

એમ ઇર્ષ્યા થવા જાય એ શાના પર? સામાના કોઈ બાહ્ય ધન-સન્માન વગેરેના વિકાસ પર, યા આભ્યન્તર જ્ઞાનાદિ-ગુણવિકાસ ઉપર. પરંતુ શુદ્ધ આત્માની જાગૃતિ-સાવધાનીના લીધે એમ વિચાર થાય કે

'જો હુ શુદ્ધ આત્માનો પ્રેમી છું, ખપી છું, તો

(૧) સામાનો આત્મા ગુણવિકાસ પર તો શુદ્ધસ્વરૂપની દિશામાં છે તો ત્યાં પ્રેમ થવો જોઇએ. ઇર્ષ્યા શું કામ? ઇર્ષ્યામાં તો ઉલ્ટું મારો જ આત્મા અશુદ્ધ થઇ રહ્યો છે, પછી ત્યા મારા પોતાના શુદ્ધ સ્વરૂપની દિશા કયાં રહેશે?

ત્યારે (૨) જો સામાના ધન-સન્માન વગેરે બાહ્ય વિકાસ પર ઇર્ષ્યા થાય છે, તો એ વિકાસ કોઇ એના આત્માનું શુદ્ધ સ્વરૂપ નથી, કે શુદ્ધ સ્વરૂપની દિશા નથી; પછી એને મારે શા સારુ લેખામાં જ લેવું?

આત્માના અરૂપી નિર્વિકાર સ્વરૂપના ખપી મારે ભળતી વસ્તુને મહત્ત્વ જ ન આપવું.



## પ્રકરણ ૧૧ : મંત્રી કલ્પક :

# અરૂપી–નિર્વિકાર સ્વરૂપ ની મમતા

**મનની પવિત્રતા અને સ્થિરતા કેળવવા આ મહાન ચાવી સર કરવા જેવી છે કે આત્માના અરૂપી અને નિર્વિકાર સ્વરૂપનો અનહદ રાગ અને તીવ્ર ભૂખ ઊભી કરવી.**

**આત્માનું શુદ્ધ સ્વરૂપ શું** ? અરૂપિતા અને નિર્વિકારતા. હવે જુઓ કે એનો અનહદ રાગ કેમ ઊભો થાય ? એટલા જ માટે કે (૧) રૂપી દેહ, રૂપી ઇંદ્રિયો અને એને અનુકૂળ રૂપી પૌદ્ગલિક ચીજોમાં ચિંતા સંતાપ દુર્ધ્યાન વગેરે આપદાઓ છે, અને એ રૂપીમાં સરવાળે મીંડુ છે, તો એ રૂપીના રાગ કરતાં પોતાના અરૂપી આત્માનો રાગ શો ખોટો ? એમ (૨) રાગ–દ્વેષ કામ–ક્રોધ–લોભ–મદ–ઈર્ષ્યા વગેરે તો વિકારો છે, રોગ છે, ભવમાં ભટકાવનારા છે. એમાં તણાવા કરતાં આત્માનું નિર્વિકાર સ્વરૂપ શું ખોટું ? આમ અરૂપી અને નિર્વિકાર સ્વરૂપ પર ભારે રાગ મમત્વ થાય, પછી એની ભૂખ ઊભી કરાય.

આને દિલમાં ખૂબ મમરાવાય, તો એ એક એવી ચાવી સર થાય કે પછી મનને અપવિત્ર બનાવનારા લોટબંધ (જથાબંધ) દોષો સામે ટક્કર ઝીલાય. મહાપુરુષોએ મહાપ્રલોભનના પ્રસંગમાં શું, કે વિચિત્ર સંયોગોમાં યા મહા ઉપદ્રવોના પ્રસંગમાં શું, મન ન બગાડ્યું; એ શાના બળ પર ? આત્માના અરૂપી અને

નિર્વિકાર સ્વરૂપના અતિ રાગ અને તીવ્ર ભૂખના બળ ઉપર.

**વજ્રસ્વામી** વિચરતા વિચરતા એક એવા નગરમાં પહોંચ્યા કે જ્યાં એક ક્રોડપતિ શેઠની કન્યા રુકિમણીએ નક્કી કર્યું હતુ કે 'પરણું તો વજ્રસ્વામીને જ પરણું, બીજાને નહિ !' આમ નિર્ણય કરવાનું કારણ એ બનેલું કે સાધ્વીઓએ વજ્રસ્વામીજીના રૂપની ખૂબ પ્રશંસા કરેલી. આ છોકરી બિચારી ભોળી, તે એને ખબર નહિ કે 'આ તો ત્યાગી સાધુ મહારાજ હોઇ લગ્ન કરે નહિ,' તેથી એમને પરણવાનો વિચાર કર્યો. હવે વજ્રસ્વામી મહારાજ ત્યાં પધાર્યા એટલે છોકરીના બાપે એમને એક ક્રોડ રૂપિયાના ધન સાથે રૂપાળી છોકરી સ્વીકારવા પ્રાર્થના કરી.

કેવું પ્રલોભન આવ્યું ? યુવાન વય છે, રૂપવતી યુવતી મળે છે, સાથે મોટી ક્રોડ જેવી રકમ મળે છે. પરંતુ (૧) સ્વાત્માના અરૂપી અને નિર્વિકાર સ્વરૂપના ભૂખ્યા એ રૂપમાં શાના એંચાય ? (૨) કામરાગ અર્થરાગનો વિકાર શું કામ વહોરે ? એમણે તો એવો ઉપદેશ કર્યો કે રુકિમણી ચારિત્ર માર્ગે વળી ગઈ.

## મંત્રી કલ્પકનુ તત્ત્વચિંતન

રાજા પહેલા નંદનો કલ્પક મંત્રી હતો. બાળપણથી સંસ્કાર સારા મળેલા, કેમકે પિતા બ્રાહ્મણ છતાં મુનિઓના સંપર્કથી જૈનધર્મની પાકી શ્રદ્ધાવાળા બનેલા; તે દીકરાને ય ખાસ કરીને ધર્મના જ સંસ્કાર આપતા. વળી મુનિઓનો સમાગમ પણ સાધતા. એથી તત્ત્વનું અરૂપી નિર્વિકાર અને અનંત જ્ઞાનાદિમય સ્વરૂપ જે સમજવા મળેલું, એણે કલ્પકનું દિલ પકડી લીધું.

કલ્પકને આત્માના આ શુદ્ધ સ્વરૂપની એવી ભૂખ લાગેલી કે એને પરણવું ય નહોતું, તેમ મંત્રી પણ બનવું નહોતું

ગૃહસ્થજીવન પણ એ એવું કામ-લોભના ઉપશમ ભર્યું જીવતો કે ન તો એને ચામડાના રૂપ-સ્પર્શ ભોગવવાની કોઇ ખણજ, કે ન તો એને રૂપિયા ઘરભેગા કરવાનો કોઈ અભખરો. પોતાના આત્માનાં અરૂપી સ્વરૂપની આગળ પુદ્ગલનાં રૂપ એને મન કૂછ નહિ, કોઇ વિસાતમાં નહિ. એમ સ્વાત્માના નિર્વિકાર સ્વરૂપની માયા એવી લાગેલી કે કામ ક્રોધ-લોભ વગેરે વિકારો પોષવાનું એને ગમતું નહિ.

**બ્રાહ્મણનો કન્યાદાનનો પેંતરો :-**

આમ છતાં એક બ્રાહ્મણના પેંતરાથી એને વચને બંધાવું પડ્યું. બ્રાહ્મણે પહેલાં તો કલ્પકની આગળ માગણી કરી કે મારી કન્યા તમે પરણો. પણ કલ્પકે ઘસીને ના પાડતાં એણે એવો પેંતરો રચ્યો કે કલ્પકના જવા-આવવાના રસ્તામાં એક ખાડો ખોદાવી એમાં પોતાની કન્યા ઉતારી દીધી. પછી રસ્તા પર પોક મૂકતો બેઠો કે 'હાય ! મારી કન્યા ખાડામાં પડી ગઈ છે ! તે કોઈ કાઢી આપે એનો બહુ ઉપકાર માનું.' કલ્પક ત્યાંથી જતો હતો તે એને દયા આવી ગઇ. ઝટ ઉતર્યો ખાડામાં, અને કન્યાને બહાર લઈ આવ્યો.

અહીં પેલા બ્રાહ્મણે પોક મૂકેલી એમાં ધીમા સ્વરે સાથે ઉમેરેલું કે 'તો એને હું કન્યા આપી દઉં.' પરંતુ કલ્પકના દિલમાં માત્ર દયા કરવાના શબ્દ સાંભળતાં એકદમ જ દયાના કામમાં લાગી ગયો, તે પેલા પાછળના શબ્દ સાંભળેલા નહિ, નહિતર તો પહેલેથીજ ચોખવટ કરત કે 'જો ભાઈ! તારી કન્યા બહાર કાઢી આપું, પરંતુ પરણવાની શરત ન હોય તો !' હવે કન્યા બહાર તો કાઢી પણ બ્રાહ્મણ કલ્પકને ગળે પડયો

કે 'આ કન્યાને પરણી લે. હું તો બોલી ચુકેલો છું એટલે મારાથી ફરી જવાય નહિ. મારે તો કન્યા દેવી જ જોઈએ. વળી તું ના પાડે તો ય બીજાને દેવાય નહિ, કેમકે કન્યા એક વાર જ અપાય. તો એનો ખાડામાંથી ઉધ્ધાર કરનારને મેં દઈ દીધેલ છે તેથી બીજાને કેમ અપાય?' બસ, આમ કલ્પકને ફસાવું પડયું અને પરણવું પડયું.

## રાજાનો મંત્રી બનાવવાનો પેંતરો :–

ત્યારે નંદરાજાએ એને મંત્રીપદ લેવા આગ્રહ કરેલો પરંતુ આત્માના નિર્વિકાર સ્વરૂપના ભૂખ્યા કલ્પકને એમાં મહાવેઠ લાગતી, તેથી એનો સ્વીકાર ન કર્યો. તો રાજાએ એવો પેંતરો રચ્યો કે કલ્પક જે ધોબીને કપડાં ધોવા આપતો, એ ધોબીને રાજાએ આજ્ઞા કરી કે તારે કલ્પકના કિંમતી કપડાં ધોવા આવે ત્યારે તારે એને પાછા ન આપવા.

ધોબીએ એમ કરવા કલ્પકનાં કપડાંને બહાનાં કાઢી કાઢી બે વરસ સુધી કપડાં પાછા ન આપ્યાં. કલ્પક શાંત સ્વભાવી કપડાની ઉઘરાણી કરે, પરંતુ પેલો બહાનું કાઢી ન આપે તો આ ગુસ્સો ન કરે, છતાં હવે બે વરસ થઇ ગયા ત્યારે સહેજ કડકાઇથી ઉઘરાણી કરતાં ધોબી રાજાની હુંફ પર જેમ તેમ બોલ્યો એટલે કલ્પકને આવેશ આવી ગયો અને આવેશમાં એવું મારી દીધું કે ધોબી મરી ગયો; એથી ધોબીની નાત ખળભળી ઊઠી અને રાજા પાસે ફરીયાદ લઈ ગઈ.

રાજાને આટલું જ જોઈતું હતું; કલ્પકને ગમે તેમ કરી ગુનામાં લાવવો હતો. તે આવી ગયો ગુનામાં. બસ, રાજાએ કલ્પકને બોલાવી મંગાવ્યો.

અહીં કલ્પકને પોતાના હાથે આવેશમાં થઈ ગયેલ ધોબીની હત્યા માટે પારાવાર પસ્તાવો હતો, તેથી ગમે તે સજા વહોરી લેવાની તૈયારી સાથે રાજા પાસે ગયો. રાજાએ ધોબીઓને રવાના કર્યાં, અને કલ્પકને કહ્યું, 'આવો ભયંકર ગુનો તેં કર્યો?'

'હા, ગુનો થઇ ગયો છે. જે સજા કરવી હોય તે સ્વીકારી લેવા તૈયાર છું.'

રાજા કહે, 'બસ, તારે મંત્રીપદ સ્વીકારી લેવું. એ જ તને સજા છે.'

થયું ? કલ્પકે ગમે તે સજા વધાવી લેવાની તૈયારી બતાવી છે, એટલે વચનથી બંધાઈ ગયેલો છે. હવે ક્યાં છૂટે ? આમ એને મંત્રી બનવું પડયું.

આત્માના અરૂપીપણાની અને નિર્વિકાર દશાની મમતા ઘણી, તેથી જ લગ્ન અને મંત્રીપદ બંનેથી કલ્પક દૂર રહેલ. છતાં કર્મસંજોગે બંને ય માથે આવી પડયાં. તો હવે એને નભાવે છે. પણ રસ તો પેલો આત્માના શુદ્ધ સ્વરૂપનો જ છે. લગની કેવી લાગી હશે ? જન્મ બ્રાહ્મણને ત્યાં, છતાં પણ પિતાનું સંસ્કરણ અને સાધુસમાગમ બંનેને કલ્પકે કેવા ઝીલ્યા હશે કે આટલી બધી નિસ્પૃહા !

**શુદ્ધ આત્મસ્વરૂપની મમતા નહિ તેથી અપાર તૃષ્ણા :-**

આજે તો જુઓ છો ને સારી રૂપાળી કન્યા પરણવા માણસ કેટકેટલા અભખરા કરે છે ! ત્યારે M. L. A. પાર્લોમેન્ટના સભ્ય તરીકે ચૂંટાવા અને આગળ વધીને મુખ્ય મંત્રી તરીકે ચૂંટાઇ આવવા કેટકેટલા પ્રપંચ થાય છે ? કેવી કેવી

આત્મશ્લાઘા ગવાય અને ગવરાવાય છે ? જે કાળમાં આવડી મોટી ભૂખ, અભખરા, અને મથવાનું ચાલતું હોય તે કાળમાં નાની વસ્તુની લાલસાનું તો પૂછવું જ શું ! પૈસા માનપાન સત્તા વગેરેની કેટલી ભૂખ અને કેટલા અભખરા છે ? કેમ એમ ? કહો પોતાના આત્માના અરૂપી અને નિર્વિકાર સ્વરૂપની કોઇ જ મમતા નથી, આકર્ષણ નથી, ભૂખ નથી.

કલ્પકને અનિચ્છાએ માથે આવી પડેલી મંત્રીપણાની જવાબદારી અદા કરવી પડી. પરંતુ એનો પ્રતાપ એવો પડયો કે બહારના રાજાઓને દબાયેલા રહેવું પડયું. આટલો બધો કલ્પકનો પ્રભાવ વિઘ્નસંતોષીઓ કે ઇર્ષ્યાળુ યા સત્તાના ભૂખ્યાઓ કેમ સહન કરી શકે ? એટલે કલ્પકને હલકો પાડવાની પેરવીઓ ચાલી. પરંતુ નંદ રાજાને એના પર એટલો બધો વિશ્વાસ છે કે કશું ધ્યાન પર લે નહિ.

**કલ્પક પર આરોપ :—**

ત્યારે, એકવાર એવું બન્યું કે કલ્પકને પોતાને ત્યાંના કોઇ પ્રસંગ પર રાજાને સુંદર મુગટ વગેરે ભેટ કરવા માટે એ ઘડાવાનું ચાલ્યું. કલ્પકના ઘરે જ કારીગરો કામ કરતા. ઇર્ષ્યાળુઓએ આ તકનો લાભ લઈ રાજાને એવું ભળાવ્યું કે 'હવે કલ્પકની આપને ઉઠાડી મૂકી પોતાના પુત્રને ગાદીએ બેસાડવાની તૈયારીઓ ચાલી રહી છે. એ માટે તપાસ કરાવો તો દેખાશે કે ખાનગીમાં એના ઘરે મુગટ વગેરે સામગ્રી તૈયાર થઈ રહી છે. સેના વગેરે બધું એના તંત્રમાં તો છે જ, હવે આ તૈયાર થાય એટલી જ વાર, આપનું રાજ્ય જવાનું એના છોકરાના હાથમાં.'

વાત એવી રીતે મિલાવીને કરી કે રાજાને રોજ કાન પર એવું ને એવું કાંઈ ને કાંઇ આવતું તો હતું જ, એમા આવી વાત આવી એટલે એને એ સાચી હોવાનો વહેમ પડયો. તપાસ કરાવી તો માલુમ પડયું કે 'મુગટ વગેરે રાજાયોગ્ય સામગ્રી તૈયાર થઈ રહી છે' બસ, મૂર્ખ રાજાનું મન ફર્યું, હવે કલ્પકને પૂછવા વાર ન રાખી કે 'આ શાની તૈયારી થઇ રહી છે?,' માની લીધું કે પૂછીએ સાચું તો ય એ શાનો બોલે?' એટલે એને ભયંકર દ્રોહી સમજીને તરત કુટુંબ સાથે પકડાવી એક કૂવામાં કેદ દીધો. કોઇ ખુલાસો પૂછાવી સાંભળવાનો અવકાશ જ રાખ્યો નહિ.

**'વિના ગુન્હે સજા' ત્યાં નિમિત્ત કર્મ-ઉદય:-**

કહો, અહીં કલ્પની કોઇ ભૂલ હતી? એ તો ઉલ્ટું રાજાને રાજસામગ્રી ભેટ કરી રાજાનું સન્માન કરવા ચાહતો હતો. તો પછી વિના ગુન્હે આવી સજા, આવું ઉલટું જ કેમ બન્યું? બસ, અહીં કર્મ-થિયરી કર્મસિદ્ધાન્ત આગળ આવે છે. અશુભ કર્મનો ઉદય થવાનો હોય ત્યારે એ ગમે તે નિમિત્ત મેળવી લે છે. નિમિત્ત ખોટું જ હોય એવું નહિ. સારું ય નિમિત્ત એમાં કામ કરી જાય.

એક માણસે ચોર-ડાકુ ચડી આવવાની ગરબડ સાંભળી, એટલે એણે બંદુક તૈયાર કરી ઘોડો ચડાવીને ટેબલ પર તૈયાર મૂકી બીજા કામમાં લાગ્યો. બન્યું એવું કે એના નાના છોકરાએ ત્યાં આવી કાંક ગરબડ મચાવી, તે બંદુક ટેબલ પરથી નીચે પડી ઘોડો દબાઇ ગયો, ગોળી છૂટી, અને એ છોકરો જ એમાં ફસાઈ ગયો, તે મર્યો. આ શું? બાપનો ને

છોકરાનો અશુભનો ઉદય; તે સારું ચોરથી બચવાનું સાધન જ એ કર્મના ઉદયમાં ઉપયોગી થયું.

કલ્પકને એવું જ બન્યું. પોતાના અશુભનો ઉદય થવાનો તેથી સારું પણ સાધન એમાં નિમિત્ત બની ગયું. ભેટ માટે તૈયાર થતા મુગટ વગેરે, એ રાજય પડાવી લેવા માટે છે એવો ભાસ ઊભો કરાયો. આમાં માણસનું શુ ચાલે ? આમા મોટા તીર્થંકર ભગવાનનું ય ચાલતું નથી. મહાવીર પ્રભુને અશુભનો ઉદય આવવાનો તે સર્વજ્ઞ હોઈ પહેલેથી ગોશાળો આવી શું કરશે એ જાણવા છતાં એની સામે કશી આડ ન ઊભી કરી; તેમ જઘન્યથી એક કરોડ દેવતા હંમેશા પ્રભુની સાથે રહેનારા, એ ય કાંઈ કરી શકયા નહિ. પ્રભુની પાસે ગોશાળો આવ્યો, એણે બખાળા કાઢયા, અને પ્રભુની ઉપર તેજોલેશ્યા મૂકી. અલબત્ બીજો કોઈ હોત તો તો એથી બળીને ખલાસ થઈ જાત, પણ અહીં તો પ્રભુ લોકોત્તર પુરુષ છે, ઉત્કૃષ્ટ પુણ્યસમૂહ અને અનંત વીર્ય વગેરે અતિશયોથી ભરેલા છે, નિરુપક્રમ આયુષ્યવાળા છે. એથી તેજોલેશ્યા પ્રભુના શરીરમાં પેસી શકી નહિ, પરંતુ પ્રભુને પ્રદક્ષિણા દઈને પાછી ફરી, અને ગોશાળાના શરીરમાં પેસી ગઈ. પ્રભુને પ્રદક્ષિણા દઈને ગઈ એથી પ્રભુના શરીરમાં દાહની પીડા ઊભી થઈ.

બોલો, અહી તીર્થંકર ભગવાનનું ય શું ચાલ્યું ? કર્મનો ઉદય થતાં કોઈનું ય ન ચાલે,

કલ્પકને ય એવા અશુભ કર્મનો ઉદય થયો કે પોતાની સારી પણ રાજસન્માન કરવાની પ્રવૃત્તિ પોતાને કૂવાની કેદમા

ઉતારનારું નિમિત્ત બન્યું. પરંતુ એ જરાય વ્યાકુળ ન થયો, હાયવોય કરવા ન બેઠો, કેમકે એની નજર સામે આત્માનું શુદ્ધ અરૂપી નિર્વિકાર સ્વરૂપ હતું.

**માનવમનનો ઉપયોગ અશુભોદય જોવાય એ :–**

આપણે ભાગ્યે જ આવા કોઈ અશુભ કર્મનો ઉદય જોવાનો અવસર આવે છે. આવે તો સામાન્ય સામાન્ય અશુભોદય આવીને ઊભો રહે; પરંતુ એમાં, વિચારો, કેટલા બધા આકુળવ્યાકુળ થઈએ છીએ? કેવા કષાયમાં ચડીએ છીએ? કેવા દુર્ધ્યાનમાં ઊતરી જઈએ છીએ? ત્યાં ભાન નથી રહેતું કે 'આપણને વિશિષ્ટ માનવમન મળ્યું છે, તો એનો કોઈ ખાસ ઉપયોગ ખરો? જો ઉપયોગ હોય તો આ વિચાર, –

'આ સામો કાંઇ તારું બગાડે તો એ તારા અશુભના ઉદય વિના નહિ. એટલે મુખ્ય બગાડનાર તો પોતાનાં અશુભ કર્મ છે. વળી એ કાંઇ ઉદયમાં આવ્યા ફળ દેખાડયા વિના રહે નહિ એવા છે. તો શા સારુ ઊંચોનીચો થાય? પોતાના અશુભ સામે ન જોવું અને સામા પર ઊતરી પડવું, કષાય કરવા, સામા પર ન ચાલે ત્યાં અંતરમાં બબડાટ કરવો–આ બધું તો પશુને ય આવડે છે. તને વિશિષ્ટ માનવમન મળ્યું છે, તો તારી શી કરણીમાં વિશેષતા? **અશુભોદય જોવાની આવડત પશુમાં નહિ, તારામાં છે.** તો એનો કોઈ ઉપયોગ ખરો કે નહિ? તારે માનવમનથી અશુભોદય જોવાનો નહિ? ખરું આભ્યન્તર કારણ ન જોતાં બહારના ઉપલકિયા નિમિત્તને જોવામાં વિશિષ્ટ શક્તિવાળા માનવમનનો શો ઉપયોગ થયો?

**કલ્પક તો રાજાની અન્યાય પર કૂવામાં પૂરાયો છે. પણ પોતાના જ અશુભ કર્મને દોષ દે છે.** પરંતુ વિશેષ તો એ છે કે એ પોતાના શુદ્ધ આત્મસ્વરૂપને જુએ છે કે (૧) 'અરૂપી આત્મા પર આવા ઉપદ્રવોથી કશી હાનિ નથી. આ કેદ વગેરે તો રૂપી દેહ પરની આપત્તિ છે, તો હું તો અરૂપી આત્મા, તે મારે એનું મહત્ત્વ લેખવા જેવું નથી. (૨) વળી હું નિર્વિકાર આત્મા, એનામાં રાગ-દ્વેષ વગેરે વિકાર શા સારુ ઘાલવા ?'

**શાંતિ માટે શુદ્ધ આત્મસ્વરૂપની મમતા કેળવો:-**

કલ્પકનું આ શુદ્ધ આત્મસ્વરૂપદર્શન, અને એના મનને અરૂપી અને નિર્વિકાર સ્વરૂપની મમતા, આકર્ષણ, એવાં જોરદાર હતાં, કે મોટા મંત્રીપણાના હોદ્દા પરથી નીચે કૂવામાં કેદ પૂરાવાની સ્થિતિ પર ઊતરી જવું પડ્યું. છતાં, આ બધું તો રૂપી પુદ્ગલના ખેલ સમજી એણે એના પર મન જરાય બગાડ્યું નહિ, કે દીનહીન કર્યું નહિ. કૂવામાં ખોરાક પણ પરિમિત ભાત આવતો જે બધાને પૂરે નહિ. તેથી કલ્પકે અંતે પોતે ભૂખ્યા રહી એ કુટુંબને આપવાનું રાખ્યું. આટલી બધી આપદામાં પણ પોતે મનથી શાંત-સ્થિર-ધીર રહેતો. શુદ્ધ આત્મસ્-વરૂપની મમતા કેવી શાતિ આપે છે!

**નંદરાજા પર શત્રુની ચડાઈ :-**

એમાં બન્યું એવું કે નન્દના દુશ્મન રાજાએ જોયું કે 'હવે કલ્પક મંત્રી નથી તેથી નન્દના રાજય પર આક્રમણ કરવાથી વિજય મળશે,' તેથી એણે લશ્કર લઇ આવી નન્દની

રાજધાનીને ઘેરો ઘાલ્યો. રાજા નન્દનો નવો મંત્રી એવો બાહોશ છે નહિ તેથી નન્દ કિલ્લાના દરવાજા બંધ કરાવી અંદર બેઠો ખરો, પરંતુ ચિંતામાં પડયો કે દુશ્મનને હટાવવો શી રીતે? કલ્પક જેવો કોઈ હોશિયાર અને પ્રભાવવંતો મંત્રી છે નહિ, ને આમ ને આમ કેટલું ચાલી શકે? આ તો રાજ્ય જશે.' અંતે રાજાએ કલ્પકની સહાય લેવી એમ નક્કી કર્યું.

**રાજાને કલ્પકની ગરજ પડી :-**

કહે છે ને કે 'જેનાં કામ જે કરે.' માણસને અજ્ઞાનદશામા ભાન નથી રહેતું કે 'અમુક મારે હિતકારી છે, તો એનો સંગ ન છોડું,' તેથી કોઈ અસત્ કલ્પનાવશ આવેશમાં આવીને એને તરછોડી દે છે. પરંતુ ગરજ પડે એટલે કયાં જાય? નંદ રાજાને કલ્પકની સહાયની ગરજ પડી, પરંતુ એને તો પોતે બૂરી હાલતમાં મૂકયો છે, તે હવે એની પાસે માગણી કેમ મૂકવી એ વિચાર થઈ પડયો. ગમે તેમ પણ કટોકટી એવી છે કે બીજો કોઈ ઉપાય જ નહોતો તેથી કલ્પકને બહાર કાઢવો પડયો અને પાસે બોલાવી બધી પરિસ્થિતિ સમજાવી, માગણી કરી કે 'હવે લશ્કરનું સુકાન હાથમાં લઈ જે રીતે ઠીક લાગે તે રીતે રાજ્યની રક્ષા કરો. મારી ભૂલ થઈ કે આપ જેવાને અમે કેદમાં પૂર્યા.'

**ઊંચી તત્ત્વદૃષ્ટિ પર ક્ષુદ્રતા નહિ :-**

અહીં જુઓ કે કલ્પકની ઊચી તત્ત્વદૃષ્ટિ, અને એના પર કેળવાઇ તૈયાર થયેલ અતિ ઉમદા દિલ કેવા આગળ આવે છે! એના મન પર સ્વાત્માના અરૂપી અને વિકારરહિત સ્વરૂપનું ભારે મહત્ત્વ છે, મમત્વ છે, તેથી રાજાએ એને વગર ગુન્હે

કરેલી આવી ભયંકર સજા પર દિલ સાંકડું કરવાનું અને રાજાને સાફ સંભળાવી દેવાનું મન નથી થતું. કેમકે એ સમજે છે કે

**અરૂપી સ્વરૂપ પર મહાન વિચાર :–**

'જીવને એક વાર જેલવાસનું અપમાન મળે કે બીજી વાર પુનઃ મહામંત્રીપદનું સન્માન મળે, એ બધું રૂપી પુદ્ગલના ખેલ છે. અરૂપી આત્માએ ખેલ–નાટકના પલટતા ભાવને શા મહત્ત્વ આપવા હતા ? રૂપીના ભાવો સાથે આત્માના અરૂપીપણાને કશું લાગેવળગે નહિ અનુકૂળ–પ્રતિકૂળ રૂપી વસ્તુથી અરૂપીપણા પર શી લાભ-હાનિ ? કાયા રૂપી છે, એ નાનીમાથી મોટી થાય, કે કુબડીમાંથી સારી થાય, એથી આત્માના અરૂપીપણા પર શો ફેરફાર ? કશો નહિ. જો કાયાથી ય નહિ, તો બહારના ધન-માલ–ભોજન વગેરેથી તો ફેરફારની વાતે ય શી ? માટે એમા દિલ ક્ષુદ્ર નહિ કરવું.'

કલ્પક આ બરાબર સમજે છે, તેથી 'રાજાએ પહેલાં અપમાન સાથે વિટંબણા કરી તો હવે લાવ એને ચોકખું સંભળાવી દઉં કે હવે શું કહેવા આવ્યા છો ? રાજ્યની રક્ષા તમારા નવા મંત્રીથી કરી લેજો. મારાથી એ નહિ બને;' આવો કશો હલકો વિચાર ન આવ્યો.

**રૂપી પુદ્ગલના ખેલ પર એવા ક્ષુદ્ર વિચાર શા કરવા હતા ?**

**ગમે તે સંયોગમાં આત્માનું અરૂપીપણું તદવસ્થ છે, માટે સંયોગો પર હરખ-શોક નકામો.**

**તેમ રાગ-દ્વેષ, હરખ-શોક એ વિકાર છે તેથી આત્માના નિર્વિકાર સ્વરૂપથી આઘા પડવાનું થાય; માટે એવા વિકાર કરવા યોગ્ય નહિ**

કલ્પક ખૂબ સ્વસ્થ મનવાળો છે. એણે રાજાની માગણી ઝીલી અને કહ્યું કે 'કોઇ ચિંતા ન કરો. મારી શારીરિક શક્તિ નથી, તેથી મારાથી ચલાશે નહિ. પણ માત્ર મને ખાટલામાં બેસાડી કિલ્લાની ઉપર ફેરવો, જેથી બહારનું લશ્કર અને એનો સેનાપતિ રાજા વગેરે મને દેખી શકે. પછી ચિંતા નહિ રહે.'

**કલ્પકનો પ્રભાવ :–**

બસ, રાજાએ એ પ્રમાણે કરાવ્યું. શત્રુ રાજા કલ્પકને જોતાં ઠંડો પડી ગયો. એને લાગ્યું કે 'ઓહો ! કલ્પક હજી મંત્રી તરીકે જીવંત છે ? તો તો કદાચ એના વ્યૂહમાં ફસાઈ જવું પડે' વિચારણા માટે એનો મંત્રી આવ્યો. એને કલ્પકે બુદ્ધિપૂર્વકની યોજનાથી એવો ડઘાવી દીધો કે 'તમારા આખા લશ્કરનો ઝૂંદો કરી નાખવાનો છે,' પછી તો એણે બિચારો પોતાના રાજા પાસે જઈ એને સમજાવીને તરત પાછા ફરી જવાનું કરાવ્યું.

કલ્પકની આવી બુદ્ધિશક્તિ હતી, પ્રભાવ હતો, પ્રતિષ્ઠા હતી, છતાં એને ઘમંડ નહિ, લાલસા નહિ, તેમ પૂર્વે રાજાએ એને ખોટી રીતે ભયંકર દંડી નાખેલ છતાં રાજા પર કોઈ દ્વેષ કે પછી એને દામવાની વાત નહિ. બધું શાના પર ? પોતાના આત્માના અરૂપી સ્વરૂપની મમતા પર, કે જેની સામે રૂપી જડ પદાર્થની કોઈ કિંમત નહિ. એમ આત્માના નિર્વિકાર સ્વરૂપ પર મમતા; કે જેના લીધે વિકારો ઝેરરૂપ લાગે; આત્માના શુદ્ધ સ્વરૂપની મમતાની બલિહારી છે.

**સ્વાત્મા–પરમાત્મા સાથે તાર જોડો :–**

તત્ત્વચિંતન એવું થવું જોઇએ કે જેથી આત્માના પરમાત્મા

સાથે હૈયાના તાર જોડાય. તે શું એમજ જોડાશે ? **જડ રૂપી પુદ્ગલો પર પ્રેમ-આસ્થા-આશ્વાસન એટલા ને એટલા ઊભા રાખવા છે, ને અંતરાત્મા-પરમાત્મા સાથે તાર જોડવા છે, એ વાત નહિ બને.** રૂપીની આસ્થાને હુંફ પડતા મૂકી અરૂપીનો પ્રેમ-આસ્થા વધારવા જોઈએ. એ આસ્થામાં એનું અરૂપીપણું બહુ ગમે, એની નિર્વિકાર દશા બહુ ગમે

અધ્યાત્મયોગ યાને શ્રદ્ધા અને વૈરાગ્ય સાથેનું તત્ત્વચિંતન દિલને સાબદું (જાગતું) અને કૂણું તથા સીધી લાઈનનું કરી આપે છે. સર્વજ્ઞ ભગવાને જીવ અજીવ આદિ તત્ત્વોનું સ્વરૂપ જ એવું કહ્યું છે કે એને જેમ વિસ્તારથી ચિંતવતા જઈએ તેમ તેમ આત્મા સાબદો થતો જાય, શુદ્ધ સ્વરૂપની દિશામાં પ્રયાણ કરતો રહે; અને આત્માના કેઈ દોષો ધક્કે ચડે, રવાના થતા જાય, ઘસાતા જાય.

**જીવાદિતત્ત્વ-ચિંતનમાં આત્માના નિર્વિકાર અરૂપી શુદ્ધ સ્વરૂપની જેમ જેમ મમતા વધતી જાય, તેમ તેમ દોષોની પકડ દોષોનું જોર ઘટતું આવે.**

**તત્ત્વચિંતનથી કેવી ગુણવૃદ્ધિ ? :-**

ધર્મી જીવન જીવીને આ જ કરવાનું છે કે અંતરમાં જામ થઈ ગયેલા મિથ્યામતિ, સંસારરસ, અને વિષય-રાગ, મદ, માયા, અને ઈર્ષ્યા, દેહાધ્યાસ અને હિંસાદિ પાપવૃત્તિ વગેરે દોષો ઘસાતા આવે. એથી જ ઉપર ઉપરના ગુણસ્થાનકની પરિણતિ જાગતી જાય છે. તો જેમ જેમ શ્રદ્ધાપૂર્વક તત્ત્વના વિસ્તારનું ચિંતન વધતું જાય, તેમ તેમ સર્વજ્ઞવચન-શ્રદ્ધા, મોક્ષ-પ્રીતિ, વિષયવૈરાગ્ય, મૈત્રી-પ્રમોદ-કરુણા, લઘુતા-સરળતા, અહિંસક-

વૃત્તિ વગેરે વધતું આવે છે; એથી પેલા દોષો કપાતા જાય એ સહજ છે. બીજી બાહ્ય ધર્મસાધના દેખાવમા કદાચ એની એ જ ચાલુ હશે, પરંતુ આ ગુણવૃદ્ધિથી સાધનોનો પાવર સાધનાનું ઓજસ વધતું જાય છે, અને એ ગુણવૃદ્ધિ:શ્રદ્ધાયુકત તત્ત્વચિંતન પર આવે છે.

બસ, આવા મહાલાભદાયી તત્ત્વચિંતન માટે તત્ત્વનું અધ્યયન તત્ત્વ-સ્વાધ્યાય જરૂરી છે. સ્વાધ્યાય શું આપે ? આવાં મહા-કિંમતી તત્ત્વચિંતન આપે, અધ્યાત્મયોગ આપે એટલા માટે શાસ્ત્ર કહે છે ને

मज्झायसमो तवो न भूओ न भविस्सइ ।

'સ્વાધ્યાય જેવો તપ થયો નથી, થવાનો નથી.' આ ચોથો આભ્યન્તર તપ છે. એના લાભ અવર્ણનીય છે. સ્વાધ્યાયમાં તત્ત્વચિંતન ચાલુ રહે છે, એથી મોટો લાભ આ, કે મન એમા પકડાયેલું રહેવાથી એ ખોટા વિચારોમાં જતું નથી. મનનું કામ સીધું છે. એને એક ઠેકાણે પકડાયેલું રાખો, તો એના જ વિચાર કરશે; ત્યાં બીજાના વિચાર નહિ ચાલે.

પ્ર૦– તો નવકારવાળીમાં ચિત્તને નવકાર વગેરેનો જાપ નો પકડાવીએ છીએ, છતાં ત્યાં બીજા વિચાર કેમ આવે છે?

ઉ૦– ચિત્ત બરાબર પકડાય જ કયાં છે? ચિત્ત જો જાપના અક્ષર અક્ષર પર બરાબર પકડાયેલું રખાય તો બીજા વિચાર નહિ આવે.



## પ્રકરણ ૧૨ :

# આજે ધ્યાન કેમ પસંદ પડે છે ?

મન સારા વિષયમાં પકડાય એ ધ્યાન. એ એક ઉત્તમ તપ છે. 'ધ્યાનના વિષયમાં આ 'ધ્યાનશતક' શાસ્ત્ર જૈન દર્શનની મૌલિક વાતો બતાવે છે. આ વાતોની જેને ખબર નથી હોતી એ એ રીતે શુભ ધ્યાનનો આશ્રય ન લેતાં એમજ 'ધ્યાન એજ ખરી સાધના છે' એવા અભિનિવેશથી ઊંધા માર્ગે દોરવાય છે. ત્યારે એ વિચારણીય થઈ પડે છે કે **ખરેખર ધ્યાન માર્ગ શો હોઇ શકે ?**

આ માટે પહેલાં એ વિચારવું પડે 'કે આજના ઉપરોક્ત અભિનિવેશવાળાને ધ્યાન કેમ પસંદ પડે છે? તથા એમાં એમની ગણતરી કેવી ભૂલ ભરેલી છે. ? '

**આજે ધ્યાન કેમ પસંદ પડે છે?:-**

'ધ્યાન'નો વિષય માણુસને બહુ પ્રિય પડી જાય છે. કેમકે એમાં એક તો એમ લાગે છે કે "આ મનથી સાધવાની વસ્તુ છે, એટલે આમાં કશુ બીજું કષ્ટ નહિ; નહિ પૈસા ખરચવાના, નહિ શીલ-વ્રત-નિયમ પાળવાના , કે નહિ કોઇ તપસ્યા કરવાની. વળી ન કોઇ ત્યાગ કરવો પડે, યા ન કશી ક્રિયા કરવી પડે. ધન-વિષયોપભોગ-ખાનપાન- આરામી વગેરે બધું સલામત રહે, ક્રિયાનું કાયકષ્ટ નહિ, વેપારધંધાને આંચ આવે નહિ, ને મનથી ધ્યાન કરી શકાય.". એક તો આમ લાગે ને,

(૨) બીજું એમ લાગે છે કે "છેવટે તો 'મન એવ મનુષ્યાણાં કારણં બંધ-મોક્ષયોઃ' મન પર જ બંધ-મોક્ષનો આધાર છે

ધ્યાનથી મન ૐકરમાં, હ્રીંકારમાં કે પરમાત્મમાં લગાડી દઇએ એટલે પાપના થોક નાશ પામી જાય. શાસ્ત્રમાં કહ્યું છે કે 'એક ક્ષણ પણ મન પરમાત્મમાં લય પામી જાય, તો બેડા પાર થઇ જાય.'' આમ હિસાબ માંડવાથી માણસને ધ્યાન બહુ પસંદ પડી જાય છે.

હવે જોવાનું એ છે કે આ હિસાબ અને પસંદગી બરાબર છે કે નહિ ?

**ધ્યાન માટે આ હિસાબ ખોટો.**

આ હિસાબમાં સ્પષ્ટ દેખાય છે કે (૧) દાન, શીલ, તપ, આચાર, ધર્મક્રિયા અને ત્યાગ, આ બધા વિના ચાલે એવો દિલમાં ભાવ છે. 'ચાલે' એટલે કે એ પવિત્ર સાધનાની ઉપેક્ષા છે. (૨) એની સામે પૈસા–વિષયોપભોગ–ખાનપાન, કાયાની સુખશીલતા તથા ધંધાવેપાર આદિની એવી ભારે તૃષ્ણા–મમતા આસક્તિ છે કે એમાં સ્વેચ્છાએ કશું ઓછું કરવાનું નહિ, કરવાની જરૂરજ લાગતી નથી. 'એ ભારે આસકિત મમતા હોવા છતાં ધ્યાન કરી શકાય છે,' એવી એમાં માન્યતા છે. વળી એ પૈસા વગેરે સલામત રખાય, એમાં કશું ખોટું જ લાગતું નથી. પરંતુ આ હિસાબ ખોટો છે, એનું કારણ,

**(૧) જિનાજ્ઞાની ઉપેક્ષા એ પહેલી મોટી** ભૂલઃ–

પહેલી વાત તો એ છે કે દાન–શીલ–તપ–ભાવના એ ચાર પ્રકારનો ધર્મ ભગવાન શ્રી તીર્થંકરદેવોએ ફરમાવ્યો છે, અને તે આત્માને સંસારથી છૂટી મોક્ષ પામવા માટે અત્યંત જરૂરી બતાવ્યો છે. જયારે 'એ દાનાદિ વિના ચાલે' એનો તે અર્થ એ થયો કે એ જિનોક્ત દાનાદિની દિલમાં ઉપેક્ષા છે,

એટલે કે શ્રી તીર્થંકર ભગવાનનાં વચનની ઉપેક્ષા છે. જયાં જિનવચનની ઉપેક્ષા અવગણના–બેપરવાઇ હોય, ત્યાં ગમે તેવું કલાકો–દિવસો–મહિનાઓ કે વર્ષોનું પણ ધ્યાન ધર્મરૂપ ન બની શકે. 'ધમ્મો આણાએ પડિબધ્ધો' ધર્મ વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકરભગવાનના વચનનીઆ જ્ઞામાં બંધાયેલો છે. એટલે એમની બધી તો શું, કિન્તુ એક પણ આજ્ઞાની ઉપેક્ષા–બેપરવાઇ કરવામાં સર્વેસર્વા આજ્ઞા–પ્રતિબધ્ધતા રહે નહિ, તેથી ગમે તેવી ધ્યાનસાધના ધર્મરૂપ ન બની શકે.

અલબત દાન–શીલ–તપ વગેરે ઓછું આરાધાય એમ બને, કિન્તુ ન બની શકતાની ય ઉપેક્ષા થાય એ ન ચાલે. મન કહે, 'કમનસીબ છું, પામર છું, કે જોઇએ તેવા દાનાદિ નથી સાધી શકતો. બાકી એ સાધવા માટેની પ્રભુની આજ્ઞા બરાબર જ છે. ક્યારે એવો ધન્ય દિવસ આવે કે જિનાજ્ઞાને સંપૂર્ણ અમલમાં મૂકું, ને ઉત્કૃષ્ટ કોટિનાં દાનાદિ ધર્મ સાધું.' એકલા ધ્યાનની પસંદગીમાં આવો મનનો ભાવ રહેતો નથી; ઉલ્ટું ધ્યાનથી જ મોક્ષ માન્યો, દાનાદિની જરૂર નહિ માની, એટલે અંતર્ગત રીતે દાનાદિની ઉપેક્ષા આવી, ને એમાં જિનાજ્ઞાની ઉપેક્ષા થઈ, જિનાજ્ઞાની ઉપરવટ થવા જેવું થયું. ગર્ભિત રીતે મનમાં આ બેઠું કે 'જિનાજ્ઞા ભલે દાનાદિ ધર્મ સાધવાનું ફરમાવે, પરંતુ એવું કાંઇ નહિ, એ વિના જ ધ્યાનથી મોક્ષથઇ શકે છે' આમ એકલા ધ્યાનની પસંદગી પાછળનો હિસાબ ખોટો છે.

**જિનાજ્ઞાની ઉપેક્ષા અને ઉપરવટતામાં ધર્મ કે મોક્ષસાધના હોઇ શકે જ નહિ**

**(૨) આર્તધ્યાન અને મિથ્યાત્વ એ બીજી ભૂલ :-**

હિસાબ બીજી રીતે પણ ખોટો હોવાનું કારણ એ છે, કે પૈસા, વિષયોપભોગ અને ખાનપાન તથા કાયાની સુખશીલતા વગેરે સલામત રાખવાની હોંશ રહી, અને એમાં કશું ખોટું કે પાપરૂપ લાગ્યું નહિ, એટલે એમાં આર્તધ્યાન અને મિથ્યાત્વ ઘર કરી રહેવાનાં. કેમકે,

**પૌદ્‌ગલિક ઇષ્ટ વસ્તુઓનાં સંયોગ મળવાનું કે ટકવાનું તન્મય ચિંતન એ આર્તધ્યાન છે. તેમજ,**

**પૌદ્‌ગલિક ઇષ્ટ વિષયો સલામત રાખવામાં કશું ખોટું ન લાગે એમાં પરિગ્રહપાપ હેય-ત્યાજ્યને બદલે ઉપાદેય-આદરણીય લાગવાથી મિથ્યાત્વ લાગે છે.**

જ્યાં આર્તધ્યાન સલામત હોય, આર્તધ્યાનના સંસ્કાર સલામત હોય, 'મારે ધન-માલ-કાયાદિને હાશ ! ધક્કો નથી પહોંચતો' એવી કલેજે ઠંડક હોય,, ત્યાં ધર્મધ્યાન શાનું લાગે ? ધર્મધ્યાન-શુભધ્યાનમાં તો મનનો વળાંક આત્માની વિષયાસક્તિ કષાયાવેશ વગેરે તરફથી ખસી વૈરાગ્ય-ઉપશમ નિર્વિકારતાદિ આત્મગુણો તરફ ઢળતો હોય. એના બદલે મનનો વળાંક વિષયાસક્તિ આદિમાં તદવસ્થ ખડો રહેતો હોય એવા મનમાં શુભધ્યાન પેસે જ શી રીતે ? એવું મન શુભધ્યાનમાં લાગે જ શાનું ? તેમ વિષય-આરંભસમારંભાદિ પાપો ચાલુ રહે એમા મનને કશો વાંધો ન લાગે, એ પાપો અકર્તવ્ય ન લાગે; એ તો ગાઢ મિથ્યાત્વ ઊભું રહ્યું. આવું ગાઢ મિથ્યાત્વ ઊભું હોય ત્યાં શુભ ધ્યાનનું અસ્તિત્વ જ શાનું ? તામલી તાપસ, ભર્તૃહરિ જેવા મિથ્યા માર્ગમાં પડેલા છતાં મંદ મિથ્યાત્વવાળા હોઈ

આ પાપોને ભયંકર આત્મઘાતક લેખતા હતા તો જ સમકિતીની અપેક્ષાએ ઊતરતા પણ કાંઈક શુભધ્યાનમાં રહી શકતા હતા. ત્યારે અહીં એકલા ધ્યાનની પસંદગીમાં તો પાપો સલામત રાખવા છે, એ સલામતની કલેજે ઠંડક રાખવી છે. એવા ઠંડકવાળા મનમાં શુભધ્યાનનો પાયો જ ક્યાં મંડાય ?

શુભધ્યાન માટે પહેલું આ જરૂરી છે કે પાપોની બળતરા જોઈએ. આ બળતરા છે ? અનંતા ભૂતકાળમાં ચારિત્ર જેવા ઉત્કૃષ્ટ ધર્મ અનંતી વાર સાધ્યા, એમાં ધ્યાન પણ ક્યાં ઓછા કરેલા ? પરંતુ વિષયાસક્તિ–પાપની બળતરા નહોતી તેથી એ સાધના ને એ ધ્યાન બધાં જ નિષ્ફળ ગયા, આત્માનો લેશ પણ ઉદ્ધાર ન થયો અહીંના ચારિત્રમાં દેખીતો વિષયત્યાગ હતો, પણ સરવાળે ઊંચા દેવતાઈ વિષયો કે માનસન્માનરૂપ વિષય જોઈતા હતા. દિલના ઊંડાણમાં એની આસક્તિ હતી. તેથી ધ્યાનનો ચાળો માત્ર થયો, ખરેખર શુભધ્યાન નહિ. તો પછી અહીં પણ એકલા ધ્યાનની પસંદગી પાછળ રહેલા પાપપ્રેમ આદિ દિલના મલિન ભાવ છતે શુભધ્યાન શાનું ?

**શુભધ્યાન લગાડવા માટે (૧) અશ્રદ્ધા (૨) આર્તધ્યાન અને (૩) મિથ્યાત્વ હટાવવાની જરૂર છે.**

**અશ્રદ્ધા, આર્તધ્યાન અને મિથ્યાત્વ કેમ હટે ?:–**

(૧) અશ્રદ્ધાને હટાવવા માટે પૂર્ણ જિનવચન–રાગ જોઈએ

(૨) આર્તધ્યાન મિટાવવા માટે (I) દાન, શીલ, તપ, ભાવના ધર્મ, (II) ધર્મક્રિયાનાં કાયકષ્ટ, અને (III) વેપાર આદિમાં ખૂબ પરિમિતતા, આ ત્રણ, તથા ચોથી વસ્તુ (iv) કષાયોના આવેશની અટકાયત જોઈએ. તથા,

(૩) મિથ્યાત્વ હટાવવા માટે આ ચોક્કસ માનવું જોઈએ કે (i) આ ચારેય શુભ–સાધનાઓ વિના ન જ ચાલે. [ii] સાધનાઓના, વિરોધી ધનપ્રેમ, વિષયરાગ, નિરંકુશ ખાનપાન, અને અશુભ સંકલ્પ વિકલ્પો તથા વિકથા કુથલીઓ; તેમજ જગતનું બહુ જોવાના રસથી ડાફોળિયાં, અને જ્યાં ત્યાં આંખ નાખવી, વગેરે ગોઝારા છે, અકર્તવ્ય છે. તેમજ (iii) કાયાની સુખશીલતા, વેપાર આદિમાં રમણતા, અને કામ ક્રોધ લોભાદિ કષાયોના આવેશ, એ મહાઆત્મઘાતક છે,...એવી દૃઢ માન્યતા જોઈએ

પૂર્ણ જિનવચન–રાગ છે અટલે જિનવચને કહેલ 'એકલું ધ્યાન નહિ પણ એ પહેલાં (૧) દાનાદિ ધર્મ, (૨) સામાયિક જિનભક્તિ, શાસ્ત્રસ્વાધ્યાય આદિ ધર્મક્રિયા, (૩) વેપારાદિથી નિવૃત્તિ, તથા (૪) 'ક્ષમાદિ ગુણો અત્યંત જરૂરી છે,' એમ લાગશે. જિનવચન–રાગથી આ બધા ઉપર પણ અનહદ રાગ રહેશે. પછી મનને એમ નહિ આવે કે 'આ બધાની શી મહત્તા છે? મહત્તા ધ્યાનની છે, માટે આપણે ધ્યાન કરો.' ના, આ વિચાર તો જિનવચનની અશ્રદ્ધાના ઘરનો છે. એટલે એવી અશ્રદ્ધા કેમ કરાય? જો 'ધ્યાન એ તારક છે,' એવી ખબર જિનવચનથી પડી એટલે જ ધ્યાન કરવાનું મન થાય છે, તો પછી 'જિનવચનનું કહેલું એકે માન્ય, અને બીજું માન્ય નહિ,' એવું કેમ કરાય?

**એટલે, પહેલું શુભધ્યાન** તો આ જ વારંવાર કરવું જોઈએ કે 'અહો! કેવા અનંત કલ્યાણકર જિનવચન! કેવા અનંતજીવોને અભયદાન–દેવરાવનારા જિનવચન! કેવાં અનંત-જીવોના ઉદ્ધારક જિનવચન! જિનેશ્વર અરિહંત તીર્થંકર પણ

બન્યા એ જેના આધારે, એ જિનવચન કેટલાં ઊંચા મહત્ત્વનાં ? આમ માનવને મહામાનવ મહાત્મા–માનવ યાવત્ લોકોત્તર પુરુષ બનાવનારાં કેવાં ચમત્કારિક જિનવચન ! જિનવચને એ અનંત કલ્યાણ સધાવ્યા, અનંતા જીવોને અભયદાન દેવરાવ્યા, અનંતાના ઉદ્ધાર કર્યા અને લોકોત્તર પુરુષ પરમાત્મા બનાવ્યા, એ બધું જિનવચને એકલું ધ્યાન કરાવીને નહિ, પણ ભરચક દાનાદિ ધર્મ, ધર્મક્રિયાઓ, વેપારાદિત્યાગ પૂર્વક આત્મગવેષણા અને ક્ષમાદિ ગુણસાધના કરાવીને કર્યું.

જુઓને પ્રભુશ્રી મહાવીર ભગવાને છેલ્લા ભવમાં પણ આ બધું કયા ઓછું સાધ્યું છે ? નહિતર એમને ઘરમાં બેસી રહી અમન ચમન ઉડાવતાં અને વૈભવાદિમાં મહાલતાં ધ્યાન કરવાનું નહોતું આવડતું ? તો કેમ એમ ન કર્યું ? અને વર્ષીદાન રૂપ **મહાદાન**, ભીષ્મ મહાવ્રતરૂપી **મહાશીલ**, એમાં વળી ૧૨ાઃ વર્ષમા ૧૧ાા વર્ષ જેટલા ચોવિહારા ઉપવાસના **મહાતપ**, ઘોર પરિસહ ઉપસર્ગોમાં પણ તત્ત્વચિંતનરૂપી **મહાભાવનાનો** ધર્મ કેમ સાધ્યા ? રોજ લગભગ એકવીસ કલાક ખડા ખડા કાઉસ્સગ્ગની **મહા ધર્મક્રિયા** કેમ કરતા ? ચારિત્રજીવનમાંય બીજા સાથે વાતચીત સરખી નહિ એવી બાહ્ય–ભાવથી નિવૃત્તિ કેમ લીધી ? એમ ઘોર ચામડાતોડ ઉપસર્ગો કરનારા ઉપર પણ મહાક્ષમા, મહાકરુણા, મહાનિરભિમાનિતા, એક વસ્ત્રનો ય સંગ્રહ નહિ એવી મહાનિર્લોભતા, શરીર ચળ આવ્યે ખણવાનુંય નહીં એવો મહાસંયમ, ઈન્દ્રાણીઓ સામે મટકુંય નહીં ને એનો મનમાં વિચાર સરખો નહીં એવું મહાબ્રહ્મચર્ય, આ બધું પ્રભુએ કેમ સાધ્યું ? ખાધેપીધે દિવાળી, દુશ્મનને ડામ અને

શરીરે સુખશીલતા રાખી એકલા ધ્યાનથી કેમ ન પતાવ્યું ?

પ્રભુએ બધી મહાસાધનાઓ કરી એ સૂચવે છે કે એ બધાની જરૂર છે. એકલા ધ્યાનથી ન પતે. તો આ બધું ઉપદેશનારાં જિનવચન જગતમાં કેવાં અનન્ય અને સર્વતોમુખી-દૃષ્ટીવાળાં વચનરત્ન !' આ શ્રદ્ધા પહેલી જોઈએ.

આ શ્રધ્ધા હોય અને વારંવાર જિનવચનનાં મહત્ત્વનું તન્મય ચિંતન થાય એ પણ ધર્મધ્યાનનો પહેલો પ્રકાર આરી વિષય તરફ લઈ જાય છે. તો પછી મનમાન્યા એકલા ધ્યાન કરતાં આ શ્રદ્ધાયુક્ત જિનવચનનું ધ્યાન શું ખોટું ?

આમ છતાં એટલું ખ્યાલમાં રહે કે શુભધ્યાન માટે જીવનમાં આર્તધ્યાનથી બહુ બચવાની જરૂર છે. નહિંતર મનમાં આર્તધ્યાન આવતાં શુભધ્યાન ઊભું નહિ રહે. આર્તધ્યાનથી બચવા માટે આર્તધ્યાનને લાવનારા, પૂર્વે કહ્યા તે અનહદ ધનરાગ, વિષયરાગ, નિરંકુશ ખાનપાન, કાયાની સુખ–શીલતા, વેપારાદિની રમણતા વગેરે પર કાપ મૂકવાની જરૂર છે. નહિતર જો એ બધા સલામત, તો આર્તધ્યાન સલામત રહેવાનાં, કેમકે આર્તધ્યાન એ બધી પીડાનું જ ધ્યાન છે. ત્યારે આર્તધ્યાનનાં એ કારણોથી બચવા માટે ધનત્યાગ–વિષયત્યાગ અર્થાત્ દાન અને શીલ–વ્રત નિયમો તથા સંયમ, એમ વિવિધ તપ, ધર્મસાધનાની કાયકષ્ટિ, શાસ્ત્રસ્વાધ્યાય–સામાયિકાદિમાં બહુ પ્રવૃત્તિ, બિનજરૂરી બોલવાનો પણ ત્યાગ કરી મૌન, એમ ક્ષમાદિ ગુણો વગેરે સાધતા રહેવાની જરૂર છે. નહિતર ધન–વિષયાદિ સંસાર જ ચલાવે રાખ્યે આર્તધ્યાન ડગલે ને પગલે સુલભ થવાનું.

તાત્પર્ય, શુભધ્યાન કરવું છે ? તો જિનવચન-રાગ ખૂબ કેળવો, આર્તધ્યાનથી બચો, આર્તધ્યાનનાં કારણોથી બચો. એ બચવા માટે દાનાદિ ધર્મ, ધર્મક્રિયાઓ, ક્ષમાદિ ગુણો વગેરે સાધતા રહો. એના પ્રતિપક્ષી ધનરાગ વિષયરાગ, આરંભ-સમારંભ. કાયસુખશીલતા તથા કામ-ક્રોધાદિ કષાયોને અત્યંત હાનિકારક અને એ ત્યાજય માનતા રહો, જેથી દાનાદિ વિના ચાલે એવું જરાય મનમાં ન આવે.

**આર્તધ્યાનની હયાતિમાં શુભધ્યાનના ફાંફા :-**

આર્તધ્યાન હયાત હોય ત્યાં ધર્મધ્યાન-શુભધ્યાન ઊભું ન રહે. આપણી પાસે મન એકજ છે. તેથી એ જો આર્તધ્યાનમાં પરોવાયું, તો શુભધ્યાનમાં નહિ પરોવાઇ શકે-આ બરાબર ખ્યાલમાં રાખી પહેલી જરૂરિયાત નાજુક મનને ખૂબ સાચવવા જેવું છે, કે રખેને એ આર્તધ્યાનમાં પડી ન જાય....!

મહાન સાધકોએ પણ જો મન નાજુક છે આ ખ્યાલ ગુમાવ્યો તો **જીવનભરની શુભધ્યાનની સાધના છતાં કોઇ અણધારી પળે એમનું નાજુક મન આર્તધ્યાનમાં ઘસડાઇ ગયું. અને એ એમને એકવાર તો તિર્યંચગતિમાં તાણી ગયું.**

**પાર્શ્વનાથ ભગવાનનો જીવ પહેલા ભવમાં** મરુભૂતિ એ મહાન શ્રાવકધર્મની સાધના કરનારો હતો. બ્રાહ્મણ કુળમાં જનમવા છતાં એને પાછળથી જૈનધર્મ નવો મળેલો, એટલે એની હૈયે ભારે કદર હતી, અને તેથીજ શ્રાવકના ઉંચા આચાર-વિચાર અને વ્રતનિયમોની સુંદર આરાધના કરતો એમાં શુભ ધ્યાન વારંવાર રહ્યા કરતુ. એનોજ એક પ્રભાવ એવો પડયો કે

પોતાની જ સ્ત્રી સાથે કુકર્મ કરનાર પોતાના ભાઇ કમઠને રાજા શિખામણ આપે એ માટે મરુભૂતિએ રાજાને વિનંતિ કરી. રાજાએ શિખામણ આપવા જતાં કમઠે ઉદ્ધતાઈ બતાવી, તો રાજા એને નગર બહાર વનમાં કઢાવી મૂક્યો, કમઠ બહાર વનમાં તાપસ થયો........!

આચારપાલન દ્વારા સધાતા શુભધ્યાન–શુભભાવનાનો પ્રભાવ જુઓ કે આમાં મરુભૂતિનો જરાયે વાંક ન હતો છતાં એના મનને લાગ્યું કે "અરે! મેં આ રાજાને કહ્યું અને રાજાએ કમઠને નગર બહાર કઢાવ્યો, ને કમઠ કષ્ટમાં પડયો તેથી એના કષ્ટમાં હું નિમિત્ત બન્યો. માટે હું એની ક્ષમા માગી લઉં. ક્ષમા ન માગું તો મારા દિલમાં ઉપશમ ન રહે, શલ્ય રહી જાય, ને તેથી મારો પરલોક બગડી જાય". કેવી સુંદર શુભ વિચારસરણી!

કમઠ અયોગ્ય હતો એટલે રાજાએ એની પાસે જવા સલાહ ન આપી. છતાં પાપના અત્યંત ભયવાળો મરુભૂતિ ગયો કમઠ પાસે ક્ષમા માગવા. જ્યાં એ કમઠના પગમાં પડી ક્ષમા માગે છે ત્યાં કમઠે મોટી પત્થરની શિલા ઉઠાવી મરુ-ભૂતિના મસ્તક પર ઠોકી. માથું ફૂટયું અને મરુભૂતિને મરવાની ઘડી આવી. અહીં કસોટીનો કાળ હતો, નાજુક મનને સાચવવાનું હતું. પરંતુ વર્ષોનો સારો ધર્મસાધક અને શુભધ્યાનનો ખપી મરુભૂતિ અહીં ભૂલો પડી ગયો. ખોપરી ફૂટવાની ભયંકર વેદ-નામાં એ વિહ્વળ થઇ ગયો. હવે તો મરવાને ક્ષણવારનો સોદો હતો, છતાં એટલામા વેદનાનો હાયકારો આવ્યો, વેદનાનુ આર્તધ્યાન લાગ્યું, ને શુભધ્યાનને જગા જ ન રહી. મરુભૂતિ

આ આર્તધ્યાનમાં મરી વિંધ્યાચલની અટવીમાં હાથણીના પેટમા હાથી તરીકે ઉત્પન્ન થયો.

તીર્થંકરને જીવ, તેય સમ્યગ્દર્શન પામેલો, અને વર્ષો-સુધી ઉત્તમ વ્રત–નિયમોથી સુશોભિત શ્રાવકજીવન જીવનારો તેમજ શુભધ્યાનના સારા અભ્યાસવાળાં, એ અણધારી પળે આર્તધ્યાનમાં ફસાઇ પડે, ને શુભધ્યાનને ગુમાવે, ત્યારે મનની કેવી નાજુક-સ્થિતિ ! તેમ

**આર્તધ્યાનની હયાતીમાં શુભધ્યાનના કેવા ફાંફા ?**

ત્યારે વિચારવા જેવું છે કે જેને એકલો ધ્યાનમાર્ગ પસંદ પડે છે, અને ધર્મમાં પૈસા ખરચવાના અખાડા કરવા છે, કાયાને કષ્ટ આપવાના વાંધા છે, થોડા પણ ખાનપાન છોડી તપ કરવો હરામ છે, વેપારધંધામાં પાકું લક્ષ છે, બીજી મોજમજાહ ખપે છે, એ સહેજે એના આર્તધ્યાનમાં ફસેલો હોય, એ શુભ-ધ્યાન શું કરશે ?

એટલે શુભધ્યાન લાવવું હોય, ધ્યાન સાધના કરવી હોય, તો પહેલું આ જરૂરી છે કે આર્તધ્યાન અટકાવવું જોઇએ. એ અટકાવવા એનાં કારણો ઓછાં કરવા અત્યંત જરૂરી છે. કારણો એ જ, અત્યંત ધનરાગ, વિષયરાગ, બહુ આરંભ સમારંભ....વગેરે.

**પૂણિયા શ્રાવકે આર્તધ્યાન રોકવા શું કર્યું ? :–**

કહે છે પુણિયો શ્રાવક પહેલાં પૂરણચંદ શેઠ હતો, સારો ધાર્મિક ક્રિયારુચિ જીવ. સાધુને કહે "સાહેબ ! બધું કરું છું, પરંતુ મન એમાં સ્થિર નથી રહેતું. આડા અવળા વિચારો બહુ આવે છે. શું કરૂં ?" સાધુ કહે " જીવનમાં ધન–વિષય-

આરંભ–સમારંભાદિની બહુ લપ રાખવાથી મન પર એના ભાર, એનાં આકર્ષણ રહે છે. તેથી મન એમાં તણાઇ જઇ એના વિચારો ને આર્તધ્યાન કરે છે. એ લપ ઓછી કર્યા વિના આર્તધ્યાન અને ફજુલ પાપવિચારો ઓછા નહિ થાય."

શ્રાવકને વાત ગળે ઊતરી, એણે જોયું કે 'પૈસા સારા રાખ્યા છે, ને એ મહત્વનાં માન્યાં છે, માટેજ બીજાના પૈસા નોજ વિચાર આવે છે. એવું બીજી જડ બાબતોમાં. માટે હવે તો આ પૈસા વગેરે જડની લપ જ કાઢી નાખું. 'બસ મોટું મકાન સુદ્ધાં બધું ધર્માર્થ કરી દઇ, નાના ભાડુતી મકાનમાં રહી રૂની પુણિયો વણી રોજના ૧૨ાા દોકડા કમાવવાનું, અને એના પર જ જીવન જીવવાનું રાખ્યું. માટે નામ પુણિયો શ્રાવક પ્રસિદ્ધ થયું. હવે આર્તધ્યનનાં ઘણાં કારણો છૂટી જવાથી આર્તધ્યાન બંધ જેવું થઇ ગયું. તેથી સ્થિર મનથી સામાયિક અને શુભધ્યાન એવાં સારાં ચાલવા લાગ્યાં કે પ્રભુએ એને પ્રશંસ્યો.

વાત આ છે,– ધ્યાન પસંદ પડે છે, પણ આર્તધ્યાન અને એનાં કારણ ઓછા કરવાની તત્પરતા છે ?

**નોકર અને મરુભૂતિ વચ્ચે અંતર :–**

પાર્શ્વનાથ ભગવાનનો જીવ પ્રથમભવમાં મરુભૂતિ શ્રાવક વર્ષોનો ધર્મસાધક અને શુભધ્યાનનો અભ્યાસી તેમજ પોતે નિર્દોષ છતાંય કમઠની ક્ષમા માગવા ગયેલો, તો પણ ક્રોધિલા ભાઈ કમઠે એના માથે શિલા મારતાં એણે શુભધ્યાન ગુમાવ્યું. વેદનાના આર્તધ્યાનમાં પડયો ને મરીને જંગલનો તોફાની હાથી થયો.

ત્યારે સુદર્શન શેઠનો જીવ પૂર્વભવે એ જ ઘરમાં ઢોરા ચરાવી આવનાર નોકર. એને મહાત્મા પાસેથી. 'નમો અરિહંતાણં'

પદ સાંભળવા મળેલ, એની ખૂબ શ્રદ્ધાથી રટણા કરવાનો જ માત્ર ધર્મ સાધેલો. પરંતુ એકવાર નદીના પેલે પાર ચરવા ગયેલા ઢોરોને સંભાળવા માટે વચમાં આવી ગયેલા નદીના પૂરમાંથી તરી પેલે પાર જવા જ્યાં એણે નદીમાં ઝંપલાવ્યું ત્યાં જ એકાએક નદીની અંદર ખૂંચેલો લાકડાનો ઊભો ખૂંટો એનું પેટ ફાડી અંદર પેસી ગયો...! ત્યાં વેદનાનું આર્તધ્યાન ન કરતાં "નમો અરિહંતાણં" ની એ રટણા રાખી રહ્યો, તો મરીને એજ ઘરના શેઠ અર્હદ્દાસનો પુત્ર સુદર્શન થયો. એ સુદર્શન કેવો? મહાસદાચારી, રાણી અભયાના એકાંતમાં ભોગાર્થ ઉપદ્રવમાં ભારે બ્રહ્મચારી, રાણીને માર ન પડે એ માટે જ પોતાની ઉપર રાણીએ ચડાવેલ ખોટા આરોપનો રાજા આગળ પોતે ખુલાસો ન કરવાના સત્ત્વવાળો, યાવત્ શૂળિની સજાને વધાવી લેવાના તથા ઠેઠ શૂળિએ ચડી જવાના મહાસત્ત્વવાળો!

બન્ને વચ્ચે કેવું અંતર! અંતે વેદના બન્નેને એકાએક આવી. પણ અણુપઢ અને નવકાર-પ્રથમપદનીજ સાધનાવાળો પણ અંતસમયે મરણાંત વેદનામાં સત્ત્વપૂર્વક આર્તધ્યાન રોકી "નમો અરિહંતાણં" પદમાં લીન બનનારો નોકર સુદર્શનનો અવતાર અને એમાં આટલા ઊંચા સત્ત્વ સુધી પહોંચ્યો! ત્યારે મરુભૂતિ વર્ષોનો મહાન ધર્માત્મા અંતસમયે સત્ત્વહીન બની મરણાંત વેદનાના આર્તધ્યાનમાં પડ્યો, તો જંગલી તોફાની હાથીનો અવતાર પામ્યો!

આ પરથી એ નથી વિચારવાનુ કે "તો પછી જો અંતે આર્તધ્યાન આવતું હોય તો જીવનભરની સાધનાનો શો અર્થ?" સાધનાનો અર્થ છે. પેલા નોકરે જીવનમાં "નમો અરિહંતાણં"

પદની ખૂબ રટણા કરેલી, તેથી જ અંતે એ રટણા પેટ ચિરાઇ જવાની ભયંકર વેદના વખતે ય આવીને ઊભી રહી. જીવનમાં જો એની ખૂબ રટણારૂપી સાધના ન હોત, તો અંતે એ ક્યાંથી યાદ આવત? પ્રશ્ન થાય,

**મરુભૂતિ ભૂલ્યો કયા કારણે? :–**

પ્ર૦– તો મરુભૂતિને તો જીવનમાં નવકારની રટણા ઉપરાંત બીજા ય ઘણા સત્કાર્યોનો સારો અભ્યાસ હતો તો એને કેમ અંતે એની રટણા ન આવી? ને પેલા નોકરને પીડા એવી જ ભયંકર છતાં નવકાર પ્રથમપદની રટણા આવી?

ઉ૦– બન્નેના સંયોગો પરથી અંતિમ સ્થિતિમાં બન્ને વચ્ચે પડેલા ફરકમાં આ કારણનું અનુમાન થઈ શકે,–

[૧] સુદર્શન શેઠના જીવ નોકરને "નમો અરિહંતાણં" પદની રટણા એવી લાગેલી કે એમાં, એને ઢોરો ચરાવનાર નોકરપણાની ગરીબ સ્થિતિને લીધે કાયાનાં સુખસાધનોમાં મહાલવાની મમતા નહોતી, તેથી અકસ્માત જાગેલા મરણાંત કષ્ટમાં એવું કાય–મમત્વ નડ્યું નહિ કે જે હાયવોય ને આર્તધ્યાન કરાવે. મરુભૂતિ મહાન ધર્માત્મા શ્રાવક ખરો, પણ પુણ્યવંતો હોઇ સુખસાધનની સગવડવાળો, તેથી એ ભોગવતાં છૂપી સામાન્ય પણ કાયમમતા પોષાઈ હોય, જે મમતા અંતિમ સમયે એકાએક આવી પડેલી વેદનાના કાયકષ્ટ વખતે હાયવોય અને આર્તધ્યાન કરાવી ગઈ.

[૨] બીજું કારણ આ હોઈ શકે કે બન્નેને કષ્ટ આવ્યું ખરું, એકને ખોપરી ફૂટી, બીજાને પેટ ફાટ્યું, પરંતુ મરુભૂતિને જે ગુનેગારની પણ પાસે ક્ષમા માગવા ગયો, એના તરફથી

ખોપરી ભંગાઈ, તેથી "હું ક્ષમા માગું છું, ને આ આમ કરે છે? મારું માથું ફોડે છે?" એમ સહેજે કચવાટ આવ્યો હોય, અહંત્વ નડયું હોય કે "તું ભારે ગુનેગાર, અને હું તારા કષ્ટમાં સહેજ નિમિત્ત બનવાં રૂપે ગુનાવાળો બન્યો ખરો, પણ આમ તો સદાચારી અને તને રાજા પાસે સજા કરાવવા કશું કહેનારો ય નહિ, અરે! એવું ચિંતવનારો ય નહિ. એવા મને તું આમ કરે?" આવી રીતે, મરુભૂતિની સામે પીડા આપનારો કમઠ ચેતન જીવ હોઈ, અભિમાન ઊઠયું હોય તેથી મન અશુભધ્યાનમાં પડી ગયું. ત્યારે પેલા નોકરને પીડા જડ લાકડાના ખૂંટાથી આવી. એ જડની સામે અભિમાન જાગવા અવકાશ ન રહ્યો તેથી એ નિમિત્તે અશુભધ્યાન થતું અટકયું.

[૩] બાકી, ત્રીજું કારણ તો એ છે કે કાયા પર એકાએક આવી પડેલી વેદનામાં તત્કાલ હાય કે વોય ન થાય એવા જીવો જગતમાં વિરલ. એ હિસાબે મરુભૂતિ ભૂલો પડે એમાં નવાઈ નથી. છતાં એજ પાછો પછીના હાથીના ભવે, એજ રાજા અરવિંદ જે અવધિજ્ઞાની મુનિ બનેલ એમનાથી "બુજઝ બુજઝ મરુભૂઈ!"ના અનેકવારના ઉદ્બોધનથી પૂર્વજન્મનું સ્મરણ પામી પ્રતિબોધ પામ્યો, તો પછી સાવધાની એવી આવી કે આગળ જલચર સાપે એને જોરથી ગંડસ્થલમાં ડંસ માર્યો, મરણની ઘોર પીડા આવી, છતાં તત્ત્વના ચિંતન પર એણે આર્તધ્યાન ન કરતાં શુભધ્યાન રાખ્યું, ને એ મરીને દેવ થયો

આ પરથી મમજાય એવું છે કે વેદનામાં હાયવોય જ થાય' એવું નથી. તત્ત્વદષ્ટિ જ્ઞાનદષ્ટિ તત્ત્વચિંતન એ હાયવોય અટકાવી શકે છે...! **હાયવોય અટકાવવાશું વિચારવું?**

### તત્ત્વદૃષ્ટિમાં શું આવે ? :–

એટલા જ માટે મુનિઓ રોગાદિ પીડામાં તત્ત્વચિંતન –તત્ત્વદૃષ્ટિ રાખી હાયહોય–આર્તધ્યાનથી બચી શકે છે...!

તત્ત્વદૃષ્ટિ આ, કે (૧) પૂર્વે બાંધેલાં કર્મ તપથી નષ્ટ ન કર્યાં તો ભોગવવા જ પડે છે. પછી વ્યર્થ હાયહોય શા માટે કરવી ?

(૨) વેદનાથી ભોગવાય છે એટલા પાપકચરા સીલિકમાંથી ઓછા જ થાય છે. કચરો સાફ થાય એ તો દિવાળી, એમા ખેદ શાને ?

(૩) રોગાદિ એ તો શરીર પુદ્ગલની ખરાબી છે, એમાં આત્માની નિર્મળ જ્ઞાનાદિ સંપત્તિને કશી હાનિ નથી. ઉલ્ટું હાયહોય કરવામાં અશુભધ્યાનથી આત્મામાં ખરાબી પેસે છે...! એ તો જાતે પેસાડી તો જ પછી કર્મે ખરાબ કર્યું એના પર હવે હાથે કરીને જાતે ખરાબ શા માટે થવું ?

(૪) રોગાદિ પ્રતિકૂળમાં જ સત્ત્વ ખીલે છે, જે સત્ત્વ પર જ અંતે વીતરાગ બનાય છે. હાયવોયમાં સત્ત્વનો નાશ થાય છે. તો શા માટે એ કરવી ?

### મુનિ દવા લે એમાં ચાર મહાન હેતુ : —

પૂર્વે એ જોયું કે મુનિ રોગાદિમાં તત્વચિન્તન–તત્વદૃષ્ટિ રાખી હાયવોય નથી કરતા. ત્યારે પ્રશ્ન થાય કે તો પછી મુનિ દવા શા માટે કરે છે ? શાસ્ત્ર કહે છે, –

काहं अछित्तिं, अदुवा अहिस्सं, तवोवहाणेसु य उज्जमिस्सं ।
गणं च नीतीं अणुपालवेस्सं, सालंबसेवी समुवेई मोक्खं ॥

અર્થાત્ '(૧) હું શાસન અને શ્રુતની પરંપરા અવિચ્છિન્ન વહેતી રાખીશ, અથવા (૨) હું સ્વાધ્યાયમાં લીન રહીશ.

યા (૩) તપ–યોગ–ઉપધાનનો ઉદ્યમ કરીશ, અથવા

(૪) 'મુનિગણની શાસ્ત્રનીતિ મુજબ સંભાળ કરીશ,' આવા કોઈ આલમ્બને (હેતુએ) જ દવાદિ અપવાદ માર્ગ સેવે એ પણ મોક્ષની નિકટ થાય છે.

**આમાં ચાર આલમ્બન બતાવ્યા,—**

(૧) શાસન–શ્રુતનો–અવિચ્છેદ,

(૨) અધ્યયન,

(૩) તપ–ઉપધાન, અને

(૪) ગણરક્ષા.

મુનિ આ ચાર આલમ્બન પૈકી કોઈ પણ એક આલંબનના હિસાબે દવા વિગેરે અપવાદ સેવે, તો એ મોક્ષના રસ્તા પર છે, મોક્ષ તરફ એનું આગે પ્રયાણ છે, પરન્તુ પીછેહટ નહિ.

મુનિને રોગ સહન કરવામાં જો વાંધો નથી, જો વેદનાની હાયવોય નથી, તો સહન જ કરી લે ને ? પણ ના,

**સહન કરી લેવામાં જે કર્મનિર્જરા કર્મક્ષયનો લાભ છે, એના કરતાં શાસન–શ્રુત ટકાવ, શ્રુતસ્વાધ્યાય, તપયોગાદિ સાધના, અને ગણરક્ષામાં વધુ કર્મનિર્જરા અને બીજા લાભો છે.**

આ એટલા માટે કહેવાય છે કે રોગાદિ પીડા એવી છે કે જેમાં આ મહાન કાર્ય થઇ શકતા નથી, તે તો રોગ શમે તો જ થાય. દા.ત.

(૧) **શ્રુત ટકાવ** :– તાવ વગેરે ધીખતો હોય તો, અન્ય વિદ્વાન મુનિ પાસેથી લેવાતું વિશિષ્ટ ઊંચું શ્રુતજ્ઞાન લેવાનું અટકી જાય તે વળી ઉચ્ચજ્ઞાન બીજા મુનિ ગ્રહણ કરી શકે

એવાં ન હોય, અને આ બિમાર મુનિ રોગમા ઠેઠ સુધી અશક્ત રહે શ્રુત પેલા વિદ્વાનના મૃત્યુની સાથે લુપ્ત થઇ જવાથી એની આગળ પરંપરા ન ચાલે તો ભાવી–શ્રમણસંઘને એ શ્રુતની ખોટ રહે. ત્યારે રોગની દવા કરી લઇ સ્વસ્થ થયાથી એ નીરોગી બનેલ મુનિ શ્રુત ગ્રહણ કરી શકે, અને પછી આગળ પોતાનાં શિષ્યોને એ આપી શકવાથી એની પરંપરા ચાલી શકે. એથી ઘણાનું કલ્યાણ થાય. આ બધો લાભ એકલા રોગ સહી બેસી રહેવાથી ન થાય.

(૨) **અધ્યયન :–** એમ, ભલે કોઈનામાં વિશિષ્ટ શ્રુત લેવાની શક્તિ ન હોય, છતાં જો એ રોગમાં જ પડયો રહે તો પોતાનો શ્રુત સ્વાધ્યાય અને અને નવું નવું અધ્યયન રટીને ન કરી શકે. ત્યારે સિદ્ધયોગીની વાત ન્યારી કે એ રોગી છતાં એમની પાસે એટલું બધું અગાધ શ્રુત છે કે એનું પારાયણ ચિન્તન કરવામાં પોતે મગ્ન રહી. શકે. એ માટે એમને શ્રુતની ખોટ નથી. તેમજ સારા અભ્યસ્તયોગી હોવાથી ચિત્તમાં રોગનો વિકલ્પ આવવાને જગા નથી, નિર્બળતા નથી. પરન્તુ યોગના અભ્યાસીને તો ભરચક શ્રુતમાં પરોવાયા રહેવાનું હજી કેળવવાનું છે. એ માટે હજી શ્રુતબળ અર્થાત્ ભરચક આગમશાસ્ત્રો રટેલા તૈયાર જોઈએ. તેથી એ રટવાનું ને રોજે પુનરાવર્તન કર્યેજ જવાનું છે. આમાં પરોવાવા રહેવાથી, (i) મનમાં રોગનો વિકલ્પ ઊઠવાને જગા ન રહે. તેમજ (ii) નવું નવું જ્ઞાન મળયે જવાથી સંવેગ વૈરાગ્ય વધતો રહે, વળી (iii) વિશેષ વિશેષ તત્વદર્શન થતું રહે, (iii) એ આત્મામાં સહિષ્ણુતા–સમભાવાદિ– યોગબળ વધારતા રહે છે શ્રુતનાં નવાં નાં અધ્યયન-

પારાયણનાં આ લાભ છે. એકલા રોગને સહી લઇ બેસી રહેવામાં શ્રુતસ્વાધ્યાય-અધ્યયન ન થઈ શકવાથી આ બધા લાભ ક્યાંથી પમાય. ?

ચિત્ત કલાકોના કલાકો, દિવસોના દિવસો, મહિનાનાં મહિના, ને વર્ષોના વર્ષો ..ત-આગમશાસ્ત્રોમાં જ પરોવાયું રહી શકે. એમાં ય એવાં શાસ્ત્રોથી સૂક્ષ્મ બોધ વધતાં મન એમાં વિશેષ પકડાયું રહે; તો રોગાદિ અને શરીર સ્વસ્થતાદિના વિકલ્પ ન ઊઠે.

**'અમારું મન સ્થિર નથી રહેતુ' આ ફરિયાદ ટાળવાનો આરામબાણ ઉપાય છે કે શાસ્ત્રનાં રટન-અધ્યયનમાં રચ્યા-પચ્યા રહેવું.**

એનાથી મન સ્થિર રહેવા સાથે ઉપરોક્ત લાભો પણ છે. મુનિ હાયવોય વિના રોગ સહી તો શકે છે. પણ એમ કરવા જતાં એવો ધીખતો શ્રુતવ્યવસાય અને એના ભરચક લાભ ક્યાંથી પામી શકે ? માટે એ રોગની દવા કરે છે.

**(૩) યોગ-ઉપધાન :-** એવા શાસ્ત્રવિસ્તાર અને સૂક્ષ્મ-પદાર્થનાં અધ્યયન કરવાની શક્તિ ન હોય એને પણ તપના અનેક પ્રકાર, યોગોદ્વહન ને આચાર્યાદિવૈયાવચ્ચ કરવાની શક્તિ હોઇ શકે છે, ને એના પણ લાભ અપરંપાર છે. લાભો કેવા ?

(૧) વિશિષ્ટ તપથી અપૂર્વ કર્મક્ષય, (૨) સ્વેચ્છાકૃત વિશિષ્ટત્યાગ અને કાયકષ્ટથી અપૂર્વ સત્ત્વવૃદ્ધિ, (૩) વિશિષ્ટ વિનયથી અથાગ બહુમાન વૃદ્ધિ, (૪) આચાર્યાદિના વૈયાવચ્ચથી જબ્બર કર્મનિર્જરા અને એમના અલૌકિક ગુણોનું વૈયાવચ્ચમાં બીજાધાન, અપ્રતિપાતિ ગુણાનુવૃત્તિ અર્થાત્ ભવાન્તરે પણ વૈયાવચ્ચની

સળંગ ધારા યાવત્ તીર્થંકરનામકર્મનું ઉપાર્જન, (૫) વિશિષ્ટ ધ્યાન કાયોત્સર્ગથી આત્મસ્વરૂપ-રમણતા, (૬) યોગ-ઉપધાનથી શ્રુતારાધના અને જિનાજ્ઞા–બહુમાનવૃદ્ધિ,....વગેરે....વગેરે... આ બધા લાભો માટે વિશિષ્ટ ત્યાગ-તપ-કાયકષ્ટ-વિનય-વૈયાવચ્ચ –ધ્યાન–કાયોત્સર્ગ વગેરે જ સાધવા જોઇએ. પણ જો આ બધું કરવાનું રોગાદિ પીડા છતે ન થઈ શકતું હોય, તો એ લાભો ક્યાંથી પામી શકે? હાયવોય વિના રોગાદિ સ ને એકલા બેસી રહેવા માત્રથી આ લાભો ન પમાય. માટે મુનિ રોગની દવા કરે છે, ને રોગ શમ્યે આ બધી સાધનામાં લાગી જઈ અપૂર્વ લાભો ઉપાર્જે છે

(૪) **ગણરક્ષા :–** એમ મુનિ જો મહાન આચાર્ય, ઉપાધ્યાય, કે ગણાવચ્છેદક–ગણાનુવર્તક વગેરે હોઇ મુનિ–સમુદાયના સંયમ–જ્ઞાનાદિની સંભાળ કરનારા હોય, તો એના તો વળી અદ્ભુત લાભો છે દા.ત. એ મુનિઓ જે જ્ઞાનાદિની સાધના કરે, ઉન્માર્ગથી બચે, આરાધક બની ઠેઠ મોક્ષ સુધીની સદ્ગતિની પરંપરા સર્જે, એમ એ મુનિઓ વળી જે બીજા મુનિઓને પકવી એમને આરાધક બનાવે, સદ્ગતિની પરંપરાના સર્જક બનાવે, એ વળી જે બીજાને એવા બનાવે,....એમ જે શ્રમણ પરંપરા અવિચ્છિન્ન ચાલે, એથી જે લોકમાં પણ ધર્મસાધના ચાલે,.... આ બધાનાં નિમિત્ત બનવાનો લાભ કેટલો અદ્ભુત! પરન્તુ જો એ ગણસંરક્ષક મુનિ તેવા રોગાદિની પીડામાં શરીરે નરમ પડ્યા હોય તો આ મહાલાભદાયી ગણરક્ષા ક્યાંથી કરી શકે?

પોતે હાયવોય વિના રોગાદિ શાંતિથી સહી લઈ આરાધક તો બન્યા પણ પોતાના જેવી ગણરક્ષા કરનાર બીજા કોઇ સમર્થ

ન હોઇ એ ગણુરક્ષા અટકવાથી, એ ગણનું શું ? આગળ સુવિહિત-(આચારબદ્ધ)ની પરંપરા કયાં ? માટે, મુનિ ગણુરક્ષાર્થે રોગાદિમાં દવા–ઉપચાર કરી લે....

આ પરથી એ સૂચિત થાય છે કે

(૧) રોગાદિ પીડામાં દવાદિ ઉપચાર કરવાથી આર્તધ્યાન જ હોય એવો નિયમ નથી. જો ઉપરોક્ત જેવા ઊંચા ઉદ્દેશ હોય તો આર્તધ્યાન અટકી શકે છે. તેમજ

(૨) જીવનને એવા ઉદ્દેશ રાખી મહાન લાભ કમાઈ લેવામાં સફળ કરી લેવું ઘટે છે.



# પ્રકરણ ૧૩ : આભ્યન્તર તપ, ૫ : ધ્યાન

મન સારા વિષયમાં પકડાય એ ધ્યાન, એ એક ઉત્તમ તપ છે. ધ્યાનના વિષયમાં આ 'ધ્યાન શતક' શાસ્ત્ર જૈન દર્શનની મૌલિક વાતો આપે છે. એમાં ધર્મ-શુક્લ ધ્યાનમાં મન બરાબર પકડાય છે એનું અક્ષરના ધ્યાનમાં ય મન પકડાય છે.

**જાપમાં મન કેમ પકડાય? પ્રત્યેક અક્ષર પર ધ્યાન-**

**મન 'પકડાયેલું'** એટલે સમજો છો ને? ચિત્ત બંધ-આંખે જાણે નજર સામે બરાબર એ અક્ષર વાંચે; એના હ્રસ્વ દીર્ઘ ઈ-ઉ કાનો માત્રા બરાબર જુએ. આંખ મીંચીને એક નમસ્કાર-મંત્ર બરાબર આ રીતે એક જ વાર ગણી જુઓને. અક્ષર-અક્ષર જુદો પાડીને જોજો; એટલે જણાશે કે મન એમાં કેવું પકડાય છે, અને બીજો કોઈ વિચાર જ નહિ. જોવાનું આમ '**ન...મો...અ....રિ....હં....તા....ણં,....ન....મો....**' બસ એ પ્રમાણે આંખ મીંચીને મનથી નજર સામે જોતા આવો, તે ઠેઠ છેલ્લા '**મં....ગ....લં**' અક્ષર સુધી. પછી એમાં જુઓ કે મન કેવું પકડાયું. એમ એક વાર નવકાર ધાર્યો પછી ફરીથી તરત જ એ પ્રમાણે બીજી વાર શરુ કરો, મન બરાબર 'પકડાયેલું' રહેશે. કોઈ બીજો વિચાર નહિ આવે. ત્યારે તમને લાગશે કે

પ્ર૦- પણ આમાં તો કેટલો બધો વખત લાગે?

ઉ૦- કિંતુ સમય બચાવીને શું કરવું છે? કાં તો સાંસારિક અસત્ બાબતોનો બહુ રસ છે, એટલે આ ઝટ પતાવીને એમાં સમય જોઇએ છે, અથવા મનમાની રીતે બીજી સત્પ્રવૃત્તિ

શી પોષાવાની હતી? તે એને એમજ રાખી મૂકી. ગુરુએ એક દિવસ એ બહાર ગયેલ ત્યારે એની મૂર્છા ઉતરાવવા કામળી લઇને એના નાના ટૂકડાઓ કરી નાખી મુનિઓને વાપરી કાઢવા વહેંચી દીધા. શિવભૂતિ બહારથી આવી કામળી ન જોતાં પૂછે છે તો કોઇક મુનિએ એને બનેલી હકીકત કહી.

શિવભૂતિને કામળીની ગૃદ્ધિ–આસક્તિ હતી તેથી એને સાચવી રાખવાનું તન્મય ચિંતન હતુંજ, એ આર્તધ્યાન હતું. એમાં આ બન્યું એટલે વિહ્વળતા વધી ગઈ, ગુરુ ઉપર દ્વેષ થઇ ગયો, અને એ વખતે તો મૌન રહ્યો, પણ અવસરે સંભળાવી દેવાની ગાંઠ વાળી. આમાં પણ ચિકણું આર્તધ્યાન રહ્યું, પછી વાચનામાં ગુરુ નગ્ન જિનકલ્પી મુનિનો આચાર બતાવી રહ્યા હતા, એટલે શિવભૂતિ તડૂકયો કે 'આનું જ નામ મુનિપણું કહેવાય. તો પછી આપણે શા માટે વસ્ત્ર રાખ્યા છે? જો વસ્ત્ર હોય તો આસકિત જ હોય.' ગુરુએ જિનકલ્પી અને સ્થવિરકલ્પી મુનિના આચારનો ભેદ સમજાવ્યો, પણ એ ન સમજ્યો. કેમકે મૂળમાં રત્નકંબળ જેવા કિંમતી વિષયની આસક્તિ હતી, એના પર આર્તધ્યાન અને ક્રોધ–અભિમાન કષાય હતા. આસક્તિના લીધે મનમાં વિષયોના વિકલ્પો, વિચારો અને કલ્પનાઓ એટલી બધી ચાલે છે કે એમા ક્ષણ પણ મન ક્યાંક સ્થિર, તન્મય થાય કે એ આર્તધ્યાનનું રૂપક પકડે છે આવા વિકલ્પોમાં મળવા વળવાનું કાંઈ નહિ છતાં દિન ભરમાં એના આર્તધ્યાન કેટલા? મૂળ કારણ શબ્દાદિ વિષયોની ગૃદ્ધિ આસક્તિ છે.

### (૨) સદ્ધર્મ પરાઙ્મુખતા :-

સદ્ધર્મ એટલે શુદ્ધ ધર્મ, વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકર ભગવંતોએ કહેલો ધર્મ. એ ધર્મમાં ક્ષમા, મૃદુતા,....આદિ, તથા અહિંસા, સત્ય બ્રહ્મચર્યાદિ, તેમજ તપ, પવિત્રમન વગેરે સાધુનો ધર્મ આવે. એવી રીતે ગૃહસ્થ ધર્મમાં સમ્યગ્દર્શન, જિનભકિત, સાધુસેવા તથા સ્થૂલ અહિંસાદિ વ્રતો, અને ક્ષુદ્રતા આદિ ૨૧ ગુણો વગેરે આવે. હવે જો જીવ આનાથી તદ્દન પરાઙ્મુખ હોય અર્થાત્ આમાથી શકય કોઈપણ પ્રકાર સાધવાની પડી ન હોય એમ જો ધર્મની દિશા જ નહિ, પરવા જ નહિ, અર્થાત નહિ ક્ષમાની પરવા, નહિ નમ્રતા-મૃદુતાની પરવા,... તો એનો અર્થજ એ કે એવા જીવને ક્રોધ કરવામાં, અભિમાન-મદ-ગુમાન કરવામાં....કોઈ સંકોચ નહિ. એમ, અહિંસા સત્ય-ન્યાય નીતિ-સદાચાર વગેરેનું વલણ જ નહિ, એટલે હિંસા-આરંભ સમારંભ-જૂઠ-અનીતિ દુરાચાર વગેરે સેવવામાં ય સંકોચ નહિ રહેવાનો. એમ જો દાન-શીલ-તપ-ભાવના દેવપૂજા સાધુસેવા કરવાનું, વગેરેને જીવનમાં સ્થાનજ નથી તો ધનનું અર્જન-રક્ષણ નિર્મર્યાદ વિષયોપભોગ, યથેચ્છ ખાનપાન આહારાદિ સંજ્ઞાઓના જ વિચાર, દુન્યવી સગા-સ્નેહી અને કાયાની સુખશીલતામાં ડૂબાડૂબતા વગેરે જ પ્રવર્તતા હોય. જયાં દિવસ રાત કોઈ સમયમાં પણ પ્રભુ નામનું સ્મરણ નહિ, સ્મરવાની ચિંતા ય નહિ, ત્યાં અર્થકથા ભોજનકથા રાજકથા દેશકથા વગેરે વિકથા કુથલીની જ કે એની જ ચિંતા-વિચારણાની બોલબાલા હોય.

સારાંશ, ધર્મની પરાઙ્‌મુખતા જ છે તો પાપપ્રવૃત્તિ પાપવાણી–પાપવિચારણાનીજ ભરચકતા રહેવાની. એ હોય એટલે આત્મા સાથે કોઈ સબંધ નહિ, સબંધ જડ કાયા–માયા સાથે. એમ પછી મનને આર્તધ્યાન જ સુલભ થવાનું. સહેજે સહેજે ઈષ્ટ અનિષ્ટના સંયોગ વિયોગની વાતમાં જ મન કેન્દ્રિત રહેવાનું. એમ કોઈ બિમારી આવી તો ધર્મપરાઙ્‌મુખતા ને લીધે એકલી હાયવોય, વેદના વ્યાકુળતા તથા ગમે તેવા ઔષધાદિ ઉપચારમા લયલીનતામાં મન ગુંથાયેલું રહેવાનું. એમ ધર્મનો ખપ જ નથી એટલે દુન્યવી સિદ્ધિઓની આશંસાઓ જ મનને પકડવાની ધર્મપરાઙ્‌મુખતામા મનને ચારે પ્રકારના આર્તધ્યાન સુલભ રહેવાના.

આજે દુનિયામાં દેખાય છે કે ઘણા માણસો શુદ્ધ ધર્મથી **પરાઙ્‌મુખ છે, તો એમના જીવનમાં જડની જ પ્રવૃત્તિ વિષય** વિલાસ, મોજમજાહ વગેરેની બોલબાલા ચાલી રહી છે. એ ક્યાં શુભ ધ્યાનમાં રહી શકે? આર્તધ્યાન જ ચાલી રહ્યા હોય. જો ધર્મનો ખપ જ નથી તો મોટા રાજાઓને શું કે ગરીબોને શું પોતપોતાની કક્ષાનાં આર્તધ્યાન ચાલવાનાં. આજે પ્રધાનો ભલેને પ્રજાના પાશ્ચાત્ય ઢબના પરોપકારની વાત કરતા હોય, છતાં એમને ધર્મનો ખપ નહિ, એટલે કોરી કડકડતી જડ–ઉન્નતિની જ વાતો જોવા મળે છે. પછી એમાં પ્રજાના માનસસ્તરમાં પવિત્રતા પ્રશાંતતા–તંદુરસ્તીના વિચારને સ્થાન જ નથી એવા પરોપકાર પ્રજાને આર્તધ્યાનથી શું બચાવી શકે? અરે! રૌદ્રધ્યાન પણ સુલભ થઇ ગયા.

દેખાય છે આજે કે યંત્રવાદના ફાલવા ફૂલવામાં માણસ પશુ પ્રત્યે કેવો નિર્દય બની ગયો છે. બિભત્સ સિનેમા દશ્યો, શૃંગારી રેડિયો ગીતો, માંસાહાર સુધી અભક્ષ્યને તથા ટેસબંધ ખાણાં પીણાંને સુલભ કરતી હોટલો, આધુનિક વેશભૂષા, ગર્ભ-પાતની કાયદેસર સગવડ, સંતતિ નિયમનનાં સાધન, ઊંચું જીવન ધોરણ (એટલે કે પૂર્વનાં દુકાળની મોંઘવારી કરતાં ય ચીજ વસ્તુના ભીષણ ઊંચા ભાવ) યાંત્રિક સુસજ્જ કત્લખાનાં, ફાર્મસીઓ લેબોરેટરીઓ મિલો વગેરેને લોહી-ચરબી આંતરડાં ચામડાની સુલભતા, નીતરતું ભૌતિક શિક્ષણ..,વગેરે વગેરે માનેલા પરોપકારના પ્રચારે આજે જનમાનસ કેવાં બેફામ બનાવી દીધાં છે! નહિતર આજે વાત વાતમાં હડતાલ, કામની ચોરી, વિદ્યાર્થીઓનાં તોફાન, વ્યભિચારની પ્રચુરતા, ચોરીઓ, લાંચ આદિ ભ્રષ્ટાચાર, કોર્ટકેસોનો રાફડો, વગેરે શાનું વ્યાપક બનેલું હોય? આમાં ક્યાં શુભ ધ્યાન રહે?

શુદ્ધ ધર્મની પરાઙ્મુખતામાં મન આર્તધ્યાનની જંજાળમાં પડેલું હોય.

(૩) પ્રમાદ-તત્પરતા

આર્તધ્યાનનું એક લક્ષણ છે પ્રમાદપરતા. જે આત્મા પ્રમાદમાં લીન રહેતો હોય એ આર્તધ્યાનમાં વર્તતો હોય છે. પ્રમાદ એટલે અત્યંત ચૂકવું ભૂલવું. શું? પોતાનો આત્મા. આત્માને ભૂલી બાહ્યમાંજ મત્ત ઉન્મત્ત બેભાન રહેવું એ પ્રમાદ પ્રમાદપરતા.

પ્ર૦-શું પ્રમાદની વાત પૂર્વ લક્ષણમાં ન આવી ગઈ? પૂર્વ કરતાં આ લક્ષણમાં શો ફેર પડયો?

૭૦-ફરક આ, કે જીવ એવો વિષયગૃધ્ધ ન ય હોય, તેમજ સધ્ધર્મ-પરાઙ્-મુખ નહિ પણ ધર્મસાધનાં કરનારો હોય, છતાં સંભવ છે કે એ ધર્મસાધના સિવાયના કાળમાં જો બહુ બાહ્યમાં રચ્યો પચ્યો રહેતો હોય, પછી ચાહ્ય એ વેપારમાં લયલીન હોય યા મોજશોખનો શોખીન હોય, અથવા વાતોડિયો હોય, કે ડાફોળિયામારુ યા જેને તેને મળવું-કરવું ને હરવું-ફરવું કરનારો હોય તો એ પ્રમાદી ગણાય; ને એ પણ આર્તધ્યાનમાં વર્તનારો હોય છે. પછી એની ધર્મ સાધનામાં ય આ પ્રમાદનો રસ નહિ અટકે. એને ધર્મક્રિયા વખતે ય વાતોચીતો કરવા જોઇશે, આડા અવળાં ડાફોળિયાં મારવા જોઇશે, કે આચડકૂચડ વિચારો કર્યા કરશે. આ બધું પ્રમાદ છે. નિદ્રા, ઝોકાં, આળસ એ તો પ્રમાદ છે જ, પરંતુ વાતોચીતો-કુથલી-ડાફોળિયાં-સંકલ્પવિકલ્પો એ પણ પ્રમાદ છે. પ્રમાદ એટલે કર્તવ્યમાંથી ચૂકવું તે. એ હિસાબે ધર્મમાં નિરુત્સાહ, ધર્મ પર અનાદર, સ્મૃતિ ભ્રંશ, ભ્રમણા, સંશય, એ પણ કર્તવ્યથી ચૂકવા રૂપ હોઈ કે કર્તવ્યથી ચૂકાવનારા હોઈ પ્રમાદ રૂપ છે.

એમ, જીવન જરૂરી બાબત સિવાય દુન્યવી વધુ પડતી પ્રવૃત્તિ, મોજ શોખની પ્રવૃત્તિ, કે વધુ પડતા રાગ-દ્વેષ એ પણ પ્રમાદ છે.

'પ્રમાદપરતા' એટલે કે પ્રમાદમાં જઇ જઈને પડવું, એ આર્તધ્યાનને સુલભ કરી આપે છે. શાસ્ત્ર સિદ્ધો મારે છે કે પ્રમાદમાં તત્પર જીવ આર્તધ્યાનમાં વર્તતો હોય છે. કેમકે પ્રમાદસેવનની પાછળ કોઈ ઇષ્ટ યા અનિષ્ટના સંયોગ વિયોગ અંગેની અર્તિ-પીડા બેઠી હોય છે.

નંદ મણિયારને ઉપવાસમાં રાતના તરસ લાગી-તો એની ગ્લાનિમાં અને પાણીના રાગમાં પડ્યો, ને આર્તધ્યાનમાં ચડ્યો; વાવડી બનાવવા ધાર્યું, બનાવી, અને મરીને એમાં દેડકા તરીકે જનમ્યો. 'અટ્ટેણ તિરિય ગઈ,' આર્તધ્યાનથી તિર્યંચ ગતિ થાય એ હિસાબ લાગ્યો.

ત્રિલોકનાથ વીસમા તીર્થંકરદેવ શ્રી મુનિસુવ્રત સ્વામીએ જે ઘોડાને પ્રતિબોધ કર્યો તે પૂર્વ ભવમાં સાગરચંદ્ર નામે શેઠ હતો, ને એણે ધર્મભાવનાથી જિનમૂર્તિ ભરાવી એની ધામધુમથી પ્રતિષ્ઠા કરાવેલી. એટલે એ ધર્મ-પરાઙ્મુખ તો કહેવાય નહિ. તેમજ બહુ વિષયાસક્ત તરીકે એનું શાસ્ત્રમાં વર્ણન નથી આવતું. તો પછી એણે તિર્યંચગતિ કેમ સાધી? કહો પ્રમાદપરતાને લીધે. એ વેપાર-રોજગાર અને માલની લે-વેચ વગેરે પ્રમાદમાં એવો લીન રહેતો કે મન આર્તધ્યાનથી પકડાયેલું રહેતું, અને 'અટ્ટેણ તિરિયગઈ' એ સૂત્રના અનુસારે તિર્યંચગતિનાં પાપ બાંધે એમાં નવાઇ નથી. પછી પરભવે ઘોડો થાય એ સહજ છે.

આજે ય એવા માણસો છે કે જેને પૈસાની ય બહુ પડી નથી હોતી, કેમકે પાસે પૈસા પૂરતા છે; છતાં એમને વેપાર ધંધાનો બહુ રસ હોય છે. આમ પાછા ધર્મહીન ન હોય, સમયે સમયે ધર્મ કરી લેતા હોય, છતાં આ વેપારની લીનતા રૂપી પ્રમાદ એમને આર્તધ્યાન સુલભ કરી આપે છે. એમ વેપારમગ્ન નહિ, પણ વાતોચીતો હરવું ફરવું, યા મનમાન્યો ભૌતિક પરોપકારના નામે દોડધામ કરવી, વગેરેમાં પ્રવર્તતા ઘણા દેખાય છે.

આવા પ્રમાદતત્પર જીવોને અનુભવ છે કે પોતાને એવી વિષયગૃદ્ધિ નહિ, તેમજ ધર્મ સન્મુખતા છે, છતાં ધર્મપ્રવૃત્તિમાં મન સ્થિર નથી રહેતું. બીજા ત્રીજા વિચારો ય બહુ આવે છે, ને જરૂર લાગે ત્યાં ક્રોધ અભિમાન વગેરે પણ સતેજ રહે છે.

આ પ્રમાદલીનતાના યોગે મોટા ચૌદ પૂર્વી મહામુનિઓ પણ ચૂકયા અને નિગોદ એકેન્દ્રિયપણામા સિધાવ્યાનું શાસ્ત્ર કહે છે. એ તિર્યંચગતિ છે, ને એ આર્તધ્યાન વિના મળે નહિ, તેથી સૂચિત થાય છે કે પ્રમાદ બહુલતા આર્તધ્યાનને સુલભ રાખે છે.

## (૪) જિનમતની ઉપેક્ષા :-

આર્તધ્યાનનાં 'ધ્યાનશતક' શાસ્ત્રમાં બતાવેલાં છેલ્લાં ચાર લક્ષણો પૈકી ચોથું લક્ષણ આ છે કે જીવ જિનમતની અપેક્ષા વિનાનો હોય, પરવારહિત હોય, ઉપેક્ષા કરનારો હોય, આ હોય તો સમજવું પડે કે એ જીવ આર્તધ્યાનમાં સબડી રહ્યો છે.

જિનમતની અપેક્ષા એટલે કે જિનેશ્વર ભગવાનનાં સિદ્ધાન્તને માથે ચડાવી એની વફાદારી હૈયે અંકિત કરાય, અને પોતાના દરેક વ્યવહારમાં દરેક પ્રવૃત્તિમાં દરેક વર્તાવ, વાણી અને વિચાર સુદ્ધામાં એ તકેદારી રખાય કે એ સિદ્ધાંતની પરવા રહે, બેપરવાઇ ન આવે. સુલસાની પરીક્ષા કરવા 'એ સમ્યગ્દર્શનમાં કેવી નિશ્ચલ છે, એમ પરીક્ષા કરવા અંબડ પરિવ્રાજક એ સુલસાના ઘરે આવ્યો. સંન્યાસીના વેશમાં છે. એટલે એને ઘરમાં પેસતો જોતાં સુલસાએ મોં ફેરવી નાંખ્યું;

એ વિચારથી કે આ કુગુરૂની સામે જોઉં તો રખે ને મારું સમ્યગ્દર્શન રત્ન મેલું થાય તો ? જિનમત કહે છે કે "શંકા, કાંક્ષા–કુલિંગીનો પરિચય, એ સમ્યગ્દર્શનના અતિચાર છે.... તો એવા જિનમતના હિસાબે કુલિંગી–કુગુરુને સામે મોં આપવા જેટલો પણ પરિચય કેમ કરાય ? ' આમ જિનમતની અપેક્ષા રાખી સામું ન જોયું એટલે અંબડને લાગ્યું કે આ કાંઇ એની દેવ–ગણુ–ધર્મની શ્રધ્ધામાં પાકી છે.' એવું પછી પણ અંબડે વિચાર–શક્તિથી શહેરના દરવાજે દરવાજે ક્રમશઃ એકેક કુદેવનાં રૂપ કર્યાં, એને જોવા નગર ઊલટ્યું, પરંતુ જિનમતની અપેક્ષા પરવા–ગરજવાળી સુલસા ન ગઇ. એટલે અંબડને એની શ્રદ્ધાની વિશેષ ખાતરી થઇ.

અહીં જો સુલસાએ આ જિનમતની અપેક્ષા રાખી, તો ચિત્ત એનું સ્વસ્થ રહ્યું. પરંતુ જો એવી જિનમતની અપેક્ષા ન રાખી હોત ને ઉપેક્ષા સેવી હોત, ને મનમાં એમ લાવી હોત કે ' ભલે ને જિનમતે આવાની સામે જોયાની ના પાડી, પણ જોઉં તો ખરી કે એ કેવો છે,' તો એ અસ્વસ્થતા–વિહ્વળતા થાત. આવી એક ઇંદ્રિય વિષયને જોવાની વિહ્વળતામાં આર્તધ્યાન આવીને ઊભું રહેત.

અથવા કહો કે જો મનને આવી જિનમતે નિષેધ કરેલ વસ્તુને જોવાની આતુરતા વિહ્વળતામાં આર્તધ્યાન સેવ્યું હોત તો એનાં દિલમાં જિનમતની અપેક્ષા યાને 'માથે જિનમતનું બંધન રાખ્યું' ન ગણાત. આમ જિનમતની અવગણના કરવામાં કોઇ ને કોઈ આર્તધ્યાન પોષતું હોય છે.

મરીચિને અવિવેકી કપિલ રાજકુમાર કહે છે, 'બોલો, તમારા મતમાં ધર્મ હોય તો હું સંસાર ત્યાગ કરી તમારો શિષ્ય થાઉં. બાકી તમે કહો છો એમ તમને છોડીને સાધુ પાસે દીક્ષા લેવા જવા તૈયાર નથી. વૈરાગ્ય તમારાથી પાક્યો અને દીક્ષા ત્યાં લેવા શું કામ જાઉં ?' આમ કપિલના કહેવા પર મરીચિનું મન વિહ્વળ થયું કે 'લાવને ત્યારે મારે શિષ્ય તો જોઈએ જ છે! ને આ મારે યોગ્ય પણ છે, તો આને હવે શિષ્ય કરી લઉં! આમ વિહ્વળતા આવી, આર્તધ્યાન આવ્યું, ત્યાં જિનમતની અપેક્ષા ગઈ. જિનમત કહે છે કે 'કુલિંગમાં મિથ્યા વેશમાં ધર્મ ન હોય,' પણ મરીચિને એ જિનમતની અવગણના આવી, તે એ કહે, 'ભાઈ! ધર્મ તો ત્યાં પણ છે, ને અહીં પણ છે! આમ જિનમતની પરવા ન રાખીને ઉત્સૂત્ર ભાષણ કર્યું એથી એનો કોડાકોડી સાગરોપમ વર્ષ જેટલો સંસાર વધી ગયો.

જિનમતની પરવા રાખી હોત, તો ભલેને કપિલ લલચાવે, પણ એમાં જોયું હોત કે 'આમ શિષ્ય કરવા જાઉં એમા તો કુલિંગ પર ધર્મનો સિક્કો મારવો પડે, ને જિનમત એમ કહે છે કે કુલિંગમાં ધર્મ ન હોય, કુલિંગને ધર્મ ન કહી શકાય. તો કુલિંગમાં ધર્મ કહીને જિનમત અવગણી મારે શિષ્ય નથી કરવો, આમ જિનમતને વળગી રહેવાનું કર્યું હોત, તો શિષ્ય કરવાની વિહ્વળતા ન થાત. પરંતુ જિનમતની અપેક્ષા મૂકી દીધી, ગણના છોડી અવગણના કરી તો એમાં શિષ્ય કરવાનું આર્તધ્યાન પોષાયું.

એટલે અહીં શાસ્ત્રકારે કહ્યું કે જિનમતની અપેક્ષા—પરવા ગણુના ન રાખનારો આર્તધ્યાન અને ખોટી વિહ્વળતા છોડે નહિ. ધરાર દેખાતું હોય કે આ જિનમતથી વિરુદ્ધ બોલે છે, વિરુદ્ધ મનાવે છે, તો પછી એનું ચિત્ત સ્વસ્થ ક્યાંથી હોય? એ તો કોઇ ને કોઇ ઇષ્ટ—અનિષ્ટની ગડમથલમાં પડ્યો હોય. માટે જ ઇષ્ટની આડે આવનાર જિનમતને બાજુએ મૂકી દઈ ઇષ્ટ મેળવવા—રાખવા કે અનિષ્ટને ન રાખવા એ મથી રહ્યો છે.

સામાન્ય રીતે માણસના બોલ અને ચાલ હૈયાનું પ્રતિબિંબ છે. દિલમાં જિનમતની બેપરવાઇ હોય એ વાણી અને વર્તાવમાં ઊતરી પડે છે. એ જોઇને સમજાય કે આને જિનમતની પરવા નથી; ને એની પાછળ કોઇક આર્તધ્યાન રમી રહ્યું છે. આપણી જાત માટે પણ સમજાય કે 'જો મને જિનમતની બહુ અપેક્ષા નથી રહેતી, અને જિનમતને બાજુએ રાખવાનું મન થાય છે, તો મારામાં કોઇક આર્તધ્યાન બેઠું છે.'

માણસ ધ્યાન ન રાખે તો જિનમતને અવગણવાનું ઘણા પ્રસંગોમાં બની શકે છે. દા.ત. આજે મનાવે છે કે 'વિજ્ઞાનની સગવડે ચંદ્ર પર વિમાન ગયું. ને ત્યાંની માટી લઈ આવ્યું.' ત્યાં એની સત્યતાની ઉંડાણથી તપાસ કર્યા વિના માની લે કે 'આ પ્રત્યક્ષ પ્રમાણ સાચું, શાસ્ત્રે કહ્યું છે તે વિચારણીય છે.' તો આમાં જિનમતને અવગણ્યું ગણાય.

એમ રાત્રિભોજન—ત્યાગની વાત આવે ત્યાં મનને લાગે કે 'આજે દેશકાળ—રિવાજ ફરી ગયા, ત્યાં એ શે પળે? અને રાત્રિ—ભોજનનું પાપ જુઓ છો પણ ભાઇ—ભાઇના રગડા,

માલમાં ભેળસેળ, લાંચરુશ્વત, વગેરે ભયંકર પાપો કેવા ચાલી રહ્યા છે એ તો જુઓ...' આવું લાગવા-બોલવામાં જિનમતની અપેક્ષા ક્યાં રહી? જો એમ બોલે કે 'જિનમત તો કહે, પણ આજનો કાળ જોવો જોઇએ ને? ને મોટાં પાપ આગળ આ શી વિસાતમાં છે?' તો આમાં જિનમતને અવગણવાનું જ થાય.

એવી રીતે દેવદર્શન-પૂજન આદિ ધર્મસાધના કરતો હોય પણ એમાં કોઇ ધ્યાન ખેંચે કે 'આવી રીતે અવિધિ ન કરાય, શાસ્ત્ર આને અવિધિ કહે છે. ત્યારે એમ જવાબ દે કે 'હવે બધી વિધિ ને અવિધિ કહેવા બેસશો તો કોઇ દર્શન-પૂજા કરવા જ નહિ આવે.' આવું કેમ બોલાય છે? વિધિ-અવિધિ સમજાવનાર શાસ્ત્ર પર યાને જિનમત પર મદાર નથી, બહુમાન નથી, સાપેક્ષભાવ નથી, માટે એવું બોલાય છે.

આવી આવી રીતે જિનમતને અવગણવા પાછળ હૈયામાં સગવડપંથીપણું છે, ને ત્યાં એક યા બીજા પ્રકારનું આર્તધ્યાન પોષાય છે. સગવડપંથીપણું આર્તધ્યાન અને જિનમત-અવગણનાને પોષે છે.

જિનમતની અવગણના બીજી રીતે જોઈએ તો, જિનમતમાં જે હેય અને ઉપાદેય અર્થાત્ ત્યાજ્ય અને આદરણીય તત્ત્વ કહ્યાં છે, તેની શ્રદ્ધા જ ન રાખે, એ જિનમતની અવગણના છે. અથવા થોડું ભણ્યો હોય, કુળસંસ્કાર પામ્યો હોય, તો હેય-ઉપાદેયનો ખ્યાલ હોય, પરંતુ પ્રવૃત્તિમાં એની પરવા ન રાખે, અને હેય-ત્યાજ્ય વસ્તુમાં નિસંકોચ પ્રવર્તે, હેયના આદરના વિચાર છૂટથી કરે, વાણી છૂટથી બોલે, તેમ વર્તન

પણ હોંશભેર કરે, તો એ જિનવચન–જિનમતની અવગણના કરી કહેવાય. જિનવચને ત્યાજ્ય બતાવેલું કાર્ય કે પદાર્થ યા દોષ સેવતાં કોઈ અફસોસી ન હોય, ઉલ્ટું એમાં શાબાશી લેતો હોય, દા.ત. 'પૈસા કેમ ન કમાવવા જોઈએ ? સંસારમાં બેઠા એટલે વેપારાદિમાં લાગેલા રહેવું જ જોઈએ. નહિતર એદી ગણાઈએ'. આવું આવું માને અને બોલે, એમાં જિનમતની અપેક્ષા ક્યાં રહી ?

એવું આદરણીય જિનમંદિરાદિ પદાર્થ, દેવદર્શન, દયા દાનાદિ પ્રવૃત્તિ કે ક્ષમાદિગુણોના આદરની વાત આવે ત્યારે મોંઢું બગાડે, 'વારે વારે આ શું ?' એમ બોલે 'આ કરવા બેસીએ તો સંસાર થોડો જ ચાલી શકે ?' આવું આવું આદરણીયની અરુચિનું માને–બોલે, એ પણ જિનવચનની અવગણના જ છે.

આવી જિનમતની બેપરવાઈના પાછળ પૌદ્ગલિક ઈષ્ટ–અનિષ્ટની ખાસી ગડમથલ જ કામ કરતી હોય છે, અને એમાં આર્તધ્યાન સારી રીતે પ્રવર્તતું હોય એ સહજ છે.

આર્તધ્યાનનાં લક્ષણો બતાવ્યા પછી હવે શાસ્ત્રકાર મહર્ષિ આર્તધ્યાનના સ્વામી કોણ હોય, એ બતાવે છે,—

## આર્તધ્યાનના સ્વામી

મિથ્યાદૃષ્ટિ આત્માઓને તો આર્તધ્યાન હોય જ છે. પરંતુ અવિરતિ–સમ્યગ્દૃષ્ટિ જીવો, દેશવિરતિ–શ્રાવક, તથા પ્રમાદનિષ્ઠ સાધુ સુધીનાને પણ આર્તધ્યાન હોઈ શકે છે.

આમાં 'અવિરતિ' એટલે પ્રતિજ્ઞા પૂર્વક હિંસાદિ પાપથી વિરતિ નહિ યાને વિરામ નહિ, અર્થાત્ પાપનો પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ નહિ એનું નામ અવિરતિ છે. એટલે કદાચ વર્તમાનમાં હિંસાદિ પાપ આચરતો ન હોય છતાં જો એના ત્યાગની પ્રતિજ્ઞા નથી કરી તો એ અવિરતિ છે. વર્તમાનમાં પાપ આચરતો નથી એ તો માત્ર પાપની અ-પ્રવૃતિ કહેવાય, પરંતુ પાપની વિરતિ નહિ, પાપથી વિરામ નહિ. કેમકે ભલે અત્યારે પાપ સેવતો નથી. છતાં દિલમાં ક્યારે ય પણ પાપ સેવવાની અપેક્ષા બેઠી છે, કે 'અવસર આવ્યે મારે પાપ કરવાની છૂટ છે.' માટે તો એ છૂટ ઊભી રાખવા પાપના ત્યાગની પ્રતિજ્ઞા નથી કરતો. આવી પાપની છૂટ પાપની અપેક્ષા એ પણ અવિરતિ નામનું પાપ જ છે.

જૈન ધર્મની આ એક મહાન વિશેષતા છે કે અવિરતિને એ પાપ રૂપ બતાવે છે! બીજાઓ કહે છે 'વરે તે ભરે' અર્થાત્ 'પાપ આચરે એને એનું ફળ, દુઃખ ભોગવવું પડે.' પરંતુ જૈન ધર્મ તો આગળ વધીને કહે છે કે 'કરે તે પણ ભરે' અર્થાત 'દિલથી પાપને જે વરેલો હોય એટલે કે પાપની છૂટ-વાળો હોય, અપેક્ષાવાળો હોય, એને પણ એનું ફળ કર્મ-બંધ અને દુઃખ પામવું જ પડે.'

હવે સમ્યગ્દૃષ્ટિ જીવ પાસે જે સમ્યક્ત્વ છે એ તો એનામાં શુભધ્યાન-ધર્મધ્યાનનું પ્રેરક છે, કિંતુ સાથે જે અવિરતિ છે યાને વર્તમાનમાં પાપ ન આચરવા છતાં દિલમાં પાપની જે અપેક્ષા બેઠી છે, એ એને આર્તધ્યાન કરાવે છે. એણે પ્રતિજ્ઞા

કરીને પાપ બંધ નથી કર્યું, એટલે પછી કેમ ? તો કે પાપને લગતી ઇષ્ટ–અનિષ્ટ વસ્તુઓ અંગે દિલમાં રાગ–દ્વેષના મૂળ ઉપર તો આર્તધ્યાન મહાલનારૂં હોય છે, એ હિસાબે અવિરતિવાળાને આર્તધ્યાન બહુ સુલભ રહે છે. અહીં એક પ્રશ્ન થાય,

પ્ર૦–તો પછી સમ્યગ્યદૃષ્ટિ અવિરતિવાળાને ભલે આર્તધ્યાન સુલભ હોય, પરંતુ મિથ્યાદૃષ્ટિ વિરતિવાળાને તો આર્તધ્યાન નહિ ને ?

ઉ૦–મિથ્યાદૃષ્ટિ જીવ ભલે કોઇ પાપના ત્યાગની પ્રતિજ્ઞા કરે, પંરતુ એ વિરતિભાવ પામ્યો ન કહેવાય. કેમકે વિરતિ એ સમ્યગ્દર્શન પામ્યા પછીનીજ ભૂમિકા છે. પહેલું સમ્યગ્દર્શન આવ્યું હોય, પછી જ વિરતિભાવ આવે. કારણ, પહેલું જ્ઞાન, પછી ક્રિયા. પાપનો સાચો ત્યાગ પાપની હેય યાને ત્યાજ્ય તરીકેની શ્રદ્ધા ઉપર જ આવી શકે; અને પાપની સાચી ઓળખ તો વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકર ભગવાને જ આપેલી છે. એટલે એમનાં વચનને જ અનુસારે પાપની ખરેખરી ઓળખ થાય, તથા એની હેય તરીકેની શ્રદ્ધા થાય. આમાં સર્વજ્ઞના વચનનું જ આલંબન લેવું પડે, એટલે એ વચન ઉપર શ્રદ્ધા કે જે સમ્યગ્દર્શન કહેવાય છે, તે હોવી જ જોઈએ. મિથ્યાદૃષ્ટિ–આત્માને આ સમ્યગ્દર્શન હોય નહિ, એટલે એનો પાપત્યાગ એ શ્રદ્ધાના પાયા પરની વિરતિરુપ ન ગણાય. એટલાજ માટે, અભવી–દુર્ભવી આત્માઓ ચારિત્ર લે છે, મહાવતો ઉચ્ચરે છે, છતાં એમનામાં વિરતિભાવ યાને છટ્ઠું ગુણસ્થાનક નથી હોતું. અરે ! પાંચમું ય નહિ, ને ચોથું ય નહિ; પંરતુ એ તો પહેલા મિથ્યાત્વ ગુણસ્થાનકે જ હોય છે.

પ્ર૦—આટલા ઊંચા એક મહાવ્રત એટલે હિંસાદિ પાપોનો સર્વથા ત્યાગ છતાં વિરતિભાવ નહિ ?

ઉ૦—ના, નહિ. કારણ છે, (૧) એણે મહાવ્રત ઉચ્ચર્યા છે એ સર્વજ્ઞવચનની શ્રદ્ધા પૂર્વક નથી ઉચ્ચર્યા. કદાચ શ્રદ્ધા કરી તો એટલી જ કે 'આ મહાવ્રતો (હિંસાદિ પાપની વિરતિ)થી દિવ્ય સુખ મળે! પરંતુ બાકીના જિનવચનોની શ્રદ્ધા, દા.ત. 'આ મહાવ્રતોથી મોક્ષ મળે' એવી શ્રદ્ધા નથી કરી, અને શ્રદ્ધા ખરેખર તો સમસ્ત જિનવચન પર હોવી જોઈએ, તો જ એ સમ્યગ્દર્શનરૂપ બને. ત્યારે અભવી જીવાને મોક્ષની રુચિ પાલવતી નથી. એટલું ગાઢ મિથ્યાત્વ હોય અને ગાઢ વિષયરાગ હોય ત્યાં કામચલાઉ આ જીવન પૂરતા કરાતા પાપત્યાગમાં ખરેખર વિરતિભાવ ક્યાંથી આવે ?

જૈન શાસ્ત્રો સંપૂર્ણ વિરતિભાવનું સ્વરૂપ બતાવતાં આ કહે છે કે રાગાદિ કષાયો ચાર કક્ષાના હોય (૧) અતિ ઉગ્ર (૨) ઉગ્ર, (૩) મધ્યમ, અને (૪) મંદ. એમાંથી પહેલી ત્રણ કક્ષાના રાગાદિને દબાવ્યા હોય, એનો અનુભવ બંધ કર્યો હોય ત્યારે વિરતિભાવ આવે. ત્યારે જ્યાં હજી ચારે કક્ષાઓનો રાગાદિનો અનુભવ ચાલુ છે એ આમ ગમે તેટલા મહાવ્રત લે, પણ એનામાં વિરતિભાવ ક્યાંથી આવે અર્થાત્ ન જ આવે એ સમજાય એવું છે. મિથ્યાત્વની હયાતીમાં ચારે ય કક્ષાના રાગાદિનો અનુભવ ચાલુ હોય છે.

એમાંથી અતિ ઉગ્ર કક્ષાના રાગાદિનો અનુભવ દબાવે એટલે મિથ્યાત્વ ટળે અને સમ્યક્ત્વ સમ્યગ્દર્શન પ્રગટ થાય,

એણે શું સમ્યગ્દર્શન કર્યું ? આ, કે હિંસા-પરિગ્રહ દિ પાપો આત્માને માટે ખતરનાક છે ત્યાજ્ય છે એવી બુદ્ધિ એવું દર્શન ઊભું કર્યું. હિંસાદિ પાપમાં ત્યાજ્યતાનું દર્શન એ સમ્યગ્-દર્શન અહિંસાદિ ધર્મમાં ઉપાદેયતા–કર્તવ્યતા–આદરણીયતાનું દર્શન એ સમ્યગ્દર્શન.

આમ સમ્યગ્દર્શનવાળા અર્થાત સમ્યગ્દષ્ટિ જીવે અલબત હિંસાદિ પાપોને ત્યાજ્ય ગણ્યા, એ પાપો તરફ આંતરિક અરુચિ–ગ્લાનિ ઊભી કરી, એ એના પ્રથમ કક્ષાના અતિ ઉગ્ર રાગાદિને દબાવ્યા કહેવાય, પરંતુ હજી મનનો એ નિર્ધાર નથી કે 'મારે થોડી પણ હિંસા–પરિગ્રહાદિ પાપનો પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ જ છે.' આવી થોડી પણ વિરતિ નથી. એ અવિરતિ,, એટલે હિંસાદિને ખરાબ સમજવા છતાં એના થોડા પણ ત્યાગની પ્રતિજ્ઞા કરવાની એનામાં હિંમત નથી. એ સૂચવે છે કે એના તરફ દિલનું ખેંચાણ હજી ઊભું છે, આ એની અવિરતિ સમ્યગ્દષ્ટિ અવસ્થા છે.

આમાં હિંસા પરિગ્રહ વિષયો વગેરે કરવા તરફ ખેંચાણ ઊભું હોય, ત્યાંજ સહજ છે કે એના નિમિત્તે આર્તધ્યાન સુલભ હોય. આર્તધ્યાન આ હિંસા પરિગ્રહાદિના ખેંચાણ પરજ રાગ ઉપરજ ઊભું થાય છે, એ અનુભવસિદ્ધ છે. આમ અવિરતિ સમ્યગ્દષ્ટિને પણ આર્તધ્યાનનો સ્વામી કહ્યો.

દેશવિરતિ જીવ પણ આર્તધ્યાનનો સ્વામી હોય છે. કેમકે અલબત્ એણે 'દેશથી' અર્થાત્ અંશે 'વિરતિ' લીધી, દા.ત. 'હાલતા ચાલતા જીવને હું નહિ મારું......દુરાચાર

મારે ન જ ખપે......લાખ રૂપિયાથી વધુ પરિગ્રહ હું ન જ રાખું.' આવી અમુક અંશે પ્રતિજ્ઞા કરી વિરતિ લીધી એ દેશવિરતિ કહેવાય. આમાં જેટલા અંશે હિંસાદિ પાપનો ત્યાગ કર્યો એટલા અંશે એનું ખેચાણ ઓછું કર્યું, રાગ દબાવ્યો, તેથી એ અંગે આર્તધ્યાન નહિ થાય. આર્તધ્યાન કરાવનાર છે રાગ-દ્વેષ. એ જેટલા દબાવ્યા એટલું આર્તધ્યાન અટકે, પરંતુ હજી બાકીની અવિરતિ ઊભી છે. દા.ત. 'સ્થાવર જીવોની પણ હિંસા મારે ન જ ખપે, એ વિરતિ નથી કરી, એટલે એના રાગાદિ ઊભા છે, માટે એ આર્તધ્યાન કરાવશે. જેટલી હિંસા જેટલો પરીગ્રહ વગેરેના ત્યાગની પ્રતિજ્ઞા ન હોઈને એના એંચાણ ઊભાં, એ એટલી હિંસાદિ અપેક્ષાથી મનની ગડમથલ —અર્તિ-ચિન્તા ઊભી. માટે દેશવિરતિ શ્રાવક પાપ આર્તધ્યાનનો સ્વામી છે.

પ્ર૦—તો પછી આનો અર્થ તો એ, કે સર્વાંશે યાને સંપૂર્ણ વિરતિ લે, તો પછી આર્તધ્યાન ન રહે તો સર્વવિરતિધર મુનિને પાપ આર્તધ્યાનના સ્વામી કેમ કહ્યા ?

ઉ૦—એનું કારણ એમનામાં પ્રમાદ હોય તો એ પણ આર્તધ્યાનને પ્રેરે છે. એટલે જેમ જો મિથ્યાત્વ ટળ્યું, અવિરતિ ગઈ, તો એ આર્તધ્યાનનાં કારણ ઓછાં થયા, પરંતુ જો પ્રમાદ હજી ઊભો છે તો એ આર્તધ્યાનનું કારણ ઊભું છે. કેમકે પ્રમાદ એટલે નિદ્રા-વિકથા-સંશય-ભ્રમ-ધર્મમાં અનુત્સાહ-અનાદર વગેરે, એ થોડા પણ હોય, તો એમાં રાગ-દ્વેષની પીડા છે ને એ આર્તધ્યાનને અવકાશ આપે.

ત્યારે સર્વવિરતિધર મુનિ બે પ્રકારે,– (૧) પ્રમાદવાળા પ્રમત્ત, અને (૨) પ્રમાદરહિત અપ્રમત્ત. આમાં પ્રમત્તને નિદ્રાદિ પ્રમાદ છે. એના અંગે ઇષ્ટ સંયોગનું આકર્ષણ, અનિષ્ટ વિયોગની ચિન્તા ને કોઈ વેરના અંગે મનની વ્યાકુળતા રહેવાની. પ્રમાદ એની સાથે સંકળાયેલ છે. બસ, આ હિસાબે પ્રમાદ રહિત યાને અપ્રમત્ત અવસ્થા હોય ત્યારે આર્તધ્યાનથી છૂટકારો મળે. એટલે કહ્યું કે– 'અપ્રમત્ત મુનિ કે જે સાતમે અને ઉપરના ગુણઠાણે હોય છે એમને આર્તધ્યાન ન હોય,' આ જોતાં સમજાય એવું છે કે આર્તધ્યાનની કેટલી બધી સૂક્ષ્મતા છે કે મિથ્યાત્વ, અવિરતિવાળાને તો શું, કિન્તુ સહેજ પણ પ્રમાદવાળાને ય એ આર્તધ્યાન લાગતાં વાર નહિ! આખો સંસાર છોડ્યો, સર્વવિરતિધર મુનિ થયા, તો પણ નિયમ નહિ કે આર્તધ્યાન ન જ આવે. માટે કહ્યું છે કે 'આર્તધ્યાન એ સર્વ પ્રમાદનું મૂળ હોઈ યતિજને એનો ત્યાગ કરવો જોઈએ.' જો આર્તધ્યાન વર્તે છે તો પ્રમાદ આવતાં વાર નહિ. સ્વરૂપથી આર્તધ્યાન સમસ્ત પ્રમાદનું કારણ છે. માટે સાધુ અને શ્રાવક બંનેએ એમાંથી દૂર રહેવું જરૂરી છે.

પ્ર૦–પહેલાં જે એમ કહ્યું કે 'પ્રમાદવાળાને આર્તધ્યાન થાય,' એનો અર્થ એ કે પ્રમાદ એ કારણ, અને આર્તધ્યાન તેનું કાર્ય થયું. હવે અહીં આર્તધ્યાનને સર્વ પ્રમાદનું મૂળ યાને કારણ કહો છો, એ કેમ ઘટે?

ઉ૦–વાત સાવ સાચી છે કે અંતરમાં રાગાદિ હોય તેથી આર્તધ્યાન ઊઠે છે, એમ રાગાદિ પ્રમાદ કારણ, અને આર્ત-

ધ્યાન એ કાર્ય થયું. પરંતુ જીવને મન મળ્યું છે તેથી એને મનથી કાંઇ ને કાંઈ લોચા વાળવા જોઇએ છે. એમાં 'કોઈ ઇષ્ટનો સંયોગ મળો,' યા 'વિયોગ ન થાઓ' અથવા 'અનિષ્ટનો વિયોગ થાઓ' યા 'સંયોગ ન થાઓ' કે 'હાય! વેદના બહુ પીડે છે, શાંત થાઓ' એવું કોઇ ને કોઈ આર્તધ્યાન ચાલ્યા જ કરે છે. પછી એની ચિંતા ને સળવળાટ પાછળ જીવ થોડો જ જંપ્યો રહે? એ આર્તધ્યાનના જોસ ને પ્રવાહને લીધે વિષય-કષાયની ત્રિવિધ પ્રવૃત્તિ વાણી-વિચાર-વર્તાવરૂપ ચાલ્યા વિના રહેતી નથી. એમ મદ્યાદિ વ્યસન, નિદ્રા નિંદા-કુથળી વગેરે સુલભ બને છે. વળી ક્રિયાના ખેદ-ઉદ્વેગ વગેરે દોષ સેવાતા રહે છે, આ બધો પ્રમાદ જ છે. એ કાર્ય થયું, ને એનું મૂળ યાને કારણ છે આર્તધ્યાન. આર્તધ્યાનથી હૃદય બગાડાય છે, તેથી પ્રમાદ-સેવન ચાલે છે.

આમ આર્તધ્યાન ભલે ઊઠે રાગ-દ્વેષ મોહમાંથી; એટલે ત્યાં રાગાદિ પ્રમાદ એ કારણ, અને આર્તધ્યાન કાર્ય થયું. કિન્તુ આર્તધ્યાન વારંવાર ચાલે એટલે સહજ છે કે એથી એ બધી પ્રમાદ-પ્રવૃત્તિ રહ્યા જ કરવાની, આ હિસાબે અહીં આર્તધ્યાનને સર્વ પ્રમાદનું મૂળ કહી એને વર્જવાનું કહ્યું. આર્તધ્યાન બંધ કરી ધર્મધ્યાન ચલાવાય તો હૃદય પવિત્ર રહેવાથી પ્રમાદ સેવન અટકી જાય. આટલી આર્તધ્યાનની વિચારણા થઈ.

---

# રૌદ્રધ્યાન

રૌદ્રધ્યાન પણ ચાર પ્રકારે છે. ૧. હિંસાનુબંધી ૨. મૃષાનુબંધી, ૩. સ્તેયાનુબંધી ૪ સરંક્ષણાનુબંધી. શ્રી ઉમાસ્વાતિવાચકવર્યે તત્ત્વાર્થ મહાશાસ્ત્ર (અધ્ય૦ ૯, સૂત્ર-૩૬) માં કહ્યું છે, 'હિંસાઽ-નૃતા-સ્તેય-વિષય-સંરક્ષણેભ્યો રૌદ્રમ્' અર્થાત હિંસા, જૂઠ, ચોરી અને ઇન્દ્રિય-વિષયના સંરક્ષણ માટે રૌદ્રધ્યાન થાય છે. રૌદ્ર એટલે ભયાનક, યાને આર્તકરતાં અતિક્રૂર, ઉગ્ર. આ હિંસાદિ ચારમાંથી ગમે તે એક-ક્રૂર ચિંતનમાં મન ઊતરી જાય તો ત્યાં રૌદ્રધ્યાન લાગુ થયું કહેવાય.

## કર્મ બંધનું જજમેન્ટ ધ્યાન પર

અહીં ધ્યાનમાં રહે કે આમાં હિંસાદિ ક્રિયા આચરવાની વાત નથી, હિંસા કશી ન કરતો હોય, વાણીથી જૂઠ કાંઈ પણ ન બોલતો હોય, છતાં મનમાં એ કરવા- બોલવાનો ક્રૂર અભિપ્રાય ચિંતન, ચોંટ એ રૌદ્રધ્યાન છે. જેવું આર્તમાં એવું રૌદ્રમાં કાયાથી પ્રવર્તવાનું કે વાણીથી બોલવાનું કશું હોય નહિ, પણ માત્ર મનથી એનું દૃઢ ચિંતન કરે એ આર્ત-રૌદ્રધ્યાન છે. ત્યારે ચોવીસે કલાક મન તો કાંઇને કાંઇ ચિંતવતું હોય છે. પછી એ ચિંતન આર્તધ્યાન કે રૌદ્રધ્યાનરૂપ ન બને એ માટે કેટલો બધો ખ્યાલ રાખવો પડે ? ધ્યાનને કર્મબંધ સાથે સીધો સંબંધ છે. કર્મ કેવા બંધાય એનું જજમેન્ટ તત્કાલ ચાલતા ભાવ યા ધ્યાનના પ્રકાર પર પડે છે. આર્તધ્યાને તિર્યંચગતિના કર્મ બંધાય છે, અને રૌદ્રધ્યાને નરકગતિના કર્મ બંધાય છે. તે પણ તરતજ બંધાય, એમાં ઉધારો નહિ. જે સમયે જેવું

ધ્યાન, તે સમયે તેવાજ કર્મ બંધાઈ જવાનાં. માટે જીવનમાં મોટું કામ, મોટી સાવધાની આ રાખવી જરૂરી છે કે મનમાં ખરાબ ધ્યાન અટકાવી, શુભધ્યાન ચાલુ રાખવા સતત પ્રયત્નમાં રહેવું.

## હિંસાનુબંધી રૌદ્રધ્યાન

હવે અહીં પહેલું હિંસાનુબંધી રૌદ્રધ્યાન આ સ્વરૂપનું છે.

અતિક્રોધમાં આવી જઇ નિર્દય હ્રુદયથી હિંસાનું એકતાન ચિંતન કરાય એ હિંસાનુબંધી રૌદ્રધ્યાન છે. હિંસા અનેક પ્રકારે ચિંતવાય છે. દા. ત. એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના કોઇ પણ જીવની પ્રત્યે ક્રોધાંધ બની એમ ચિંતવે કે 'હું આ હરામીને ધોલ–ધબ્બા ફટકારી પાંસરો કરું,' 'ચાબુકો સણુસણાવી દઉં,' લાતો ઠોકીને સીધો દોર કરી નાખું, અથવા નાક, કાન વીંધી નાખું,' 'દોરડાથી કે બેડીથી જકડી દઉં,' 'જવાળાથી બાળી નાખું', લાલચોળ સળિયાથી ડામ દઉં', 'કૂતરા–શિયાળિયાના પગેથી નહોરિયાં ભરાવું', ઊઝરડા કોતરાવું,' 'તલવારના ઝટકે કે ભાલો ઘોંચી યા ખંજર ભોંકી જાનથી મારી નાખું', અથવા 'ખૂબ રીબાવું' 'ફાડી ચીરી નાખું', ઝૂંદો કરી નાખું.... વગેરે વગેરેને જીવને પીડવાની વસ્તુ પર મન કેન્દ્રિત કરે, એ પહેલા પ્રકારનું રૌદ્રધ્યાન છે.

**રૌદ્રધ્યાન કેવા પ્રસંગે ?:–**

ત્યાં ગ્રહ–ભૂતની જેમ ક્રોધ ભારે વળગ્યો હોય છે. પોતાનો સ્વાર્થ ભંગાયેલ હોય ત્યાં આમ બની આવે છે. શેઠને નોકર પર, માબાપને દીકરા પર, પાડોશીને પાડોશી પ્રત્યે...

વગેરેમાં પણ આમ બને છે. દેશ–પરદેશના તેવા સમાચાર જાણીને, કોરટમાં ગુનેગારને છોડી મૂકવાનું સાંભળીને....ઇત્યાદિ ઈત્યાદિ કોઈ પ્રસંગે પરચિંતાવાળાનું મન રૌદ્રધ્યાન સુધી ચડી જાય છે. જેવું ક્રોધના આવેશથી, એવું અભિમાનમાં ચડીને પણ એમ બને છે. દા. ત. રાવણે અભિમાનથી ચક્ર છોડી લક્ષ્મણનું ગળું છેદી નાખવા ધાર્યું ત્યાં રૌદ્રધ્યાન આવ્યું. માયાના કે લોભના આવેશમાં પણ એમ બને. કોણિકે રાજ્યના લોભમાં સગા બાપ શ્રેણિકને કેદમાં નખાવી સાટકા મરાવવા પર મન કેન્દ્રિત કર્યું.

**રૌદ્રધ્યાનથી નરકઃ**–એ રૌદ્રધ્યાનનું પરિણામ બહુ કનિષ્ઠ આવે છે. એથી નરકાદિ દુર્ગતિનાં દુઃખોમા રીબાવું પડે છે, જીવન સારું ધર્મમય ગાળ્યું હોય, પણ ક્યારેક રૌદ્રધ્યાન આવે અને કદાચ એ જ વખતે આયુષ્ય બંધાઈ જાય તો નરકનું બંધાય, અને એક વાર તો સીધા નરક ભેગા થવું જ પડે. પ્રસન્નચંદ્ર રાજર્ષિ મહા સંયમી તપસ્વી મનોમન લડાઇ અને હિંસાના ધ્યાનમાં ચડયા, અને એ જ વખતે શ્રેણિકે મહાવીર ભગવાનને એમની ગતિ પૂછી, તો પ્રભુએ કહ્યું, 'પ્રસન્નચંદ્ર હમણાં મરે તો સાતમી નરકે જાય' જીવન વલોપાતિયું ને લોભ–લાલચ ભર્યું કે અહંકારમાં તણાતું જીવાય તો રૌદ્રધ્યાન સુલભ બને છે. આટલી રૌદ્રધ્યાનના પ્રકારની વાત થઇ.

## મૃષાનુબંધી રૌદ્રધ્યાન

હવે બીજા પ્રકારનું મૃષાનુબંધી રૌદ્રધ્યાન આવા સ્વરૂપનું હોય છે.

મૃષાનુબંધી રૌદ્રધ્યાન એ તેવા તેવા પ્રકારના દુષ્ટ વચન બોલવાના ઉગ્ર ચિંતનમાં થાય છે. બીજાની ચાડી-ચુગલી કરવાનું ચિંતવે, પોતાને ન ગમતી બીજાની ગંભીર વાત કોઈની આગળ મીઠું-મરચું ભભરાવીને કહી દેવાની ચોક્કસ ઉગ્ર ક્રૂર ધારણા કરે, ત્યાં રૌદ્રધ્યાન લાગે છે. એમ ઉગ્ર પરિણામથી તિરસ્કાર વચન, ગાળ, અપશબ્દ યા અધમ અસભ્ય બોલવાનું ચિંતવે એ પણ રૌદ્રધ્યાન છે.

**અસત્ય વચન ૩ પ્રકારે હોય,**

૧. અભૂતોદ્ભાવન, ૨. ભૂતનિહ્નવ, ને ૩. અર્થાન્તર-કથન.

(૧) **અભૂતોદ્ભાવન** એટલે ન હોય એવી વસ્તુ બોલવી દા.ત. આત્મા વિશ્વવ્યાપી નથી, છતાં કહેવું કે એ વિશ્વવ્યાપી છે. પોતે શ્રીમંત કે વિદ્વાન ન હોય છતાં કહે છે કે 'હું શ્રીમંત છું, વિદ્વાન છું.'

(૨) **ભૂતનિહ્નવ** એટલે વસ્તુ સ્થિતિ હોય એનો અપલાપ કરે. દા.ત. કહે કે 'આત્મા જેવી વસ્તુ જ નથી.' પૈસાદાર હોય છતાં કહે કે 'મારી પાસે પૈસા જ નથી!

(૩) **અર્થાન્તર-કથન** એટલે એક પદાર્થને બીજો જ પદાર્થ કહેવો. દા.ત. બળદને ઘોડો કહે, અસાધુને સાધુ કહે....વગેરે.

એમ ભૂતોપઘાતી વચન એટલે એવું બોલે કે જેની પાછળ જીવને પીડા કિલામણા હિંસા થાય. દા.ત. કહે 'છેદી નાખ, ભેદી નાખ, શેકી ઉકાળી નાખ, માર, વગેરે...અલબત્ આ વચનમાં દેખીતું જૂઠ જેવું કાંઇ નથી, છતાં પણ એમાં

પરિણામ જીવઘાતનું છે, તેથી એ વસ્તુસત્યા મૃષા છે. ઉપરોક્ત વચનમાં અવાન્તર અનેક પ્રકાર આવે. દા. ત. પિશુન તરીકે કેટલાય પ્રકારના અનિષ્ટ સૂચક વચન હોય; જેમકે કોઈ પોતાના કિંમતી કામે બહાર નીકળતો હોય, એને અપશુકનિયુ કહેવું કે તમારે ધખેડો જ વળવાનો છે, કાંઇ વળવાનું નથી....વગેરે.

**અસત્ તરંગે રૌદ્રધ્યાન :–**

હવે રૌદ્રધ્યાનમાં એવું છે કે આવાં વચન બોલતો ન પણ હોય એ વખતે પણ એવું બોલવાનું નિષ્ઠુરપણે દૃઢ ચિંતન કરે તો એ રૌદ્રધ્યાન બને છે. માણસ વિચારવાયુમાં કે હલકી વિચાર સરણીમાં જૂઠના એક યા બીજા પ્રકારના વચનના ચિંતન કેટલાય કરતો હોય છે; ત્યાં રૌદ્રધ્યાનમાં કેમ ન ઝડપાય ? કોરટમાં જુબાની આપવાની હોય ત્યારે ખરેખર તો પૂછવાનું તો શું ય આવે, પરંતુ મૂઢ માણસ પહેલેથી વિચારમાં ચડે છે કે. ' કોરટમાં આમ પૂછશે, આમ પૂછશે....' તો મને આવડે છે. હું આવાં આવાં અસત્ય ઉત્તર આપી દઈશ; ' ભલે પછી કદાચ એવું બોલવાનો અવસર ન ય આવે. છતાં આ નિષ્ઠુર ચિંતનમાં રૌદ્રધ્યાનને શી વાર લાગે ? એમ પુત્ર કે નોકર વગેરે ખરેખર ગુનામાં ન હોય છતાં બાપ કે શેઠ ગુનો કલ્પી ભયંકર ગુસ્સામાં ચિંતવે છે કે ' હરામખોર આવે એટલે આવાં આવાં ભારે તિરસ્કારના વચન સંભળાવી સીધો દોર કરી દઈશ. ' પણ પછી બને એવું કે પેલો આવી ખુલાસો કરે ત્યારે રોષ ઉતરી જાય. છતાં પહેલા ચિંતન કર્યું એ રૌદ્રધ્યાનની કક્ષાનું ય બની ગયું હોય.

**આ રૌદ્રધ્યાન કેવી કેવી રીતે આવે છે.**

માયાવી જીવો દા.ત. વેપારી વગેરે, એમને બીજા પાસેથી યેન કેન પ્રકારે સ્વાર્થ સાધવો છે, એટલે એને સીસામાં ઉતારવા માટે સંકલ્પમાં ચડે છે કે 'હું આને આમ કહીશ, સાચા તરીકે જૂઠું આમ ગળે ઉતારી દઈશ' આવાં મૃષાભાષણ હિંસા પ્રેરક વચન કે પાપોપદેશ પર મન કેન્દ્રિત થઈ જાય, એ માયાવીને રૌદ્રધ્યાન સુલભ થયું ગણાય.

એમ, બીજાને ઠગવામાં તત્પર હોય, જેમકે ભાઇએ ભાગ વહેંચી લેવામાં બીજા ભાઇને ઠગવો હોય, યા ભાગીદારે વેપારમાં ભાગીદારને ઠગવાની, યા દલાલે કે નોકરે સોદામાંથી ગાવલી ખાવામાં શેઠ ને ઠગવાની ઈચ્છા હોય, અથવા કબાડીએ કોઈ પણ પ્રવૃતિમાં ભોળાને સ્વાર્થથી કે વૈર-વિરોધથી ઠગવો હોય, ત્યાં એ માટે એ એવાં માયા–મૃષાનાં વચન મનમાં ઘડે, એ મનની ઘટના રૌદ્રધ્યાન થાય છે.

એમ, પ્રચ્છન્ન પાપી યાને ગુપ્તપણે પાપ કરનારો કે છૂપા પ્રપંચ રચનારો પણ બહાર પોતાની જાતને સારી નિષ્પાપ નિર્દોષ બતાવવી છે માટે મનમાં ઘડી રાખે કે 'જરૂર પડયે હું મારી નિર્દોષતા કે સારાપણું બતાવવા આવી આવી રીતે વાત કરીશ,....' આ મનની ચિકણી ઘટનામાં રૌદ્રધ્યાન લાગે. અથવા પ્રચ્છન્ન પાપી એટલે મિથ્યાધર્મી બ્રાહ્મણ વગેરે પોતે ગુણહીન હોવા છતાં પોતાને ગુણવાન તરીકે ઓળખાવે, એ માટે બડફાં હાકવાનું એનું માનસિક દૃઢ પ્રણિધાન એ પણ રૌદ્રધ્યાનરૂપ બને. ત્યારે ગુણહીન પોતાની જાતને ગુણવાન તરીકે ઓળખાવે છે એના કરતાં બીજો વળી ગુપ્ત પાપી કોણ છે?

ઉઘાડો પાપી તો પોતે દોષવાળો હોવાનું છુપાવતો નથી. ત્યારે આ તો માંહી પોલ ને બહાર ગુણનો ઢોલ વગાડે છે, માટે પ્રચ્છન્ન પાપી છે. વળી પાપ છાનાં છપકાં કરવાં છે એનું પરિણામ એ કે પોતે ગુણહીન છતાં બીજાની આગળ ગુણિયલમાં ખપવા અને કૃત્રિમ વડાઈ ટકાવવા માટે એ બહાર ચોક્કસ પ્રકારના બોલ બોલવાનો, મનમાં એના જે નિષ્ઠુરભર્યા દૃઢ વિચાર ચાલે એ રૌદ્રધ્યાનમાં જાય. આ બીજો પ્રકાર થયો,

## ૩. સ્તેયાનુબન્ધી રૌદ્રધ્યાન

હવે ત્રીજા પ્રકારનું 'અસ્તેયાનુબંધી' રૌદ્રધ્યાન વર્ણવે છે,

**વિવેચન : ૩ જા પ્રકારનું રૌદ્રધ્યાન :–**

ત્રીજા પ્રકારનું રૌદ્રધ્યાન ચોરીના ક્રૂર ચિંતનમાં થાય છે. 'બીજાના પૈસા, બીજાનો માલ, બીજાના પત્ની–પુત્રાદિ, બીજાની મિલ્કત–સાધન–સંપત્તિ કેમ ઉપાડું, કેવી રીતે હડપ કરું આવા ક્રૂર ચિંતનમાં તન્મય થાય ત્યાં આ રૌદ્રધ્યાન લાગે છે. એના ઉપાયો વિચારે છે, દાવપેચ કપટને વિચારે છે, સામાની કેમ નજર ચૂકવવી, કેમ સામાની આખમાં ધૂળ નાંખવી, વગેરે વગેરેની તન્મય વિચારણામાં ચડે છે. જંગલના લૂંટારા અને શહેરના ચોરો તો આ રૌદ્રધ્યાનમાં ચડે, પણ શાહુકાર ગણાતા ય જ્યારે કૌટુંબિક સગાનું કે ભાગીદાર યા ઘરાક યા વેપારી કે શેઠનું કશું આંચકી લેવાના ક્રૂર ચિંતનમાં ચડે એ પણ રૌદ્રધ્યાનના ભાગી બને છે.

**રૌદ્રધ્યાન ક્રોધ યા લોભથીઃ**—આ રૌદ્રધ્યાન આવવાનું કારણુ તીવ્ર ક્રોધ યા લોભ છે. જીવ જ્યારે કોઈના પર ઉગ્ર ક્રોધથી વ્યાકુળ બને છે, એને એના પર તીવ્ર વેર-વિરોધ ઊભો થાય છે, ત્યારે એની લાજ ઉતારવા, એને બતાવી આપવા એનું કશું તફડાવી લેવાના ક્રૂર ચિંતનમાં ચડે છે. એમ તીવ્ર લોભથી ગ્રસ્ત બનેલો જીવ ધારેલું કશું ગમે તે રીતે મેળવવા ચોરી-લૂંટ-ઉઠાવગીરી કરણાના ક્રૂર ચિંતનમાં ચડે છે. આ તીવ્ર ક્રોધી કે લોભીને ધાર્યું સફળ થશે કે કેમ એ નિશ્ચિત નથી. અરે ! એ ચોરીનો પ્રયત્ન પણુ કરવા-પામશે કે કેમ એ ય નક્કી નહિ, છતાં આંધળિયા કરીને અત્યારે જે એનું ક્રૂર ચિંતન કરે છે એતો રૌદ્રધ્યાનરૂપે લમણે લખાઇ જાય છે. તીવ્ર ક્રોધ અને લોભની વ્યાકુળતા જ એવી છે કે આવાં આંધળિયા કરાવે.

ત્યારે જેને એવા આંધળિયાના યોગે આ જીવનમાં આવતાં ભયંકર ફળનો વિચાર જ ન હોય, અહીં એ ચોરીમાં પકડાઈ જતાં કેવી સજા બેઆબરુ વગેરે સરજાશે, એનો વિચાર કે ડર ન હોય, એને એ નહિ તો પરલોકમાં આ ઘોરપાપથી ઊભાં થયેલ ભયંકર અશુભ કર્મના અતિ કટુ વિપાકે કેવાં કેવા નરકગમનાદિ જાલિમ દુઃખ ભોગવવા પડશે, એની તે પરવા હોય જ શાની ? પરલોકના અનર્થોનો ય એ બેપરવા બને છે. એટલે જ ચોરીના ઉગ્ર ચિંતનમાં જો એને કદાચ લાગે કે એની આડે કોઇ રોકવા-પકડવા આવશે તો એને મારવા સુધીનો નિર્ણય કરી લે છે. દૃઢપ્રહારી એવા ક્રૂર ધ્યાનથી ચોરી કરવા પેઠો, તો વચમાં આડે આવેલી ગાય વગેરેને એણે હણી નાખી. આવું ક્રૂર

ચિંતન એટલા જ માટે અનાર્ય કોટિનું છે. આર્ય એટલે,–સર્વ ત્યાજ્ય ધર્મ જેવા કે શિકાર, જુગાર ચોરી વગેરે., એનાથી બહાર નીકળી ગયેલો. ત્યારે એમાં પડેલો તે અનાર્ય. એનાં એ ખરાબ કૃત્ય પણ અનાર્ય કહેવાય, અને એનાં ક્રૂર ચિંતન પણ એવાં જ કહેવાય, માટે અહીં આ રૌદ્રધ્યાનને અનાર્ય કહ્યું. આ ત્રીજો પ્રકાર થયો.

### ૪. સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન

### વિવેચન : ૪ થા પ્રકારનું રૌદ્રધ્યાન :—

હવે રૌદ્રધ્યાનના ચોથા પ્રકારની વાત, સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન એ રૌદ્રધ્યાન નો ચોથો પ્રકાર છે. એમાં ધન-સંરક્ષણમાં મશગુલ ઉગ્ર ચિંતન હોય છે. જીવને સારા સારા શબ્દ–રૂપ–રસ વગેરે વિષયો મેળવવા–ભોગવવા બહુ ગમે છે, અને એની પ્રાપ્તિ ધનથી થાય છે. તેથી એ સાધન–ભૂત ધન મેળવવા–સાચવવા તત્પર રહે છે, એ માટે 'એ કેમ મળે, કેમ સચવાય,' એના તરબોળ ચિંતનમાં ચડે છે. આમાં ખૂબી એ છે કે મેળવવાનું ચિંતન આર્તધ્યાનમાં જાય અને સાચવવાનું ચિંતન રૌદ્રધ્યાનમાં જાય; કેમકે મેળવવા કરતાં સાચવવાની બુદ્ધિમાં ક્રૂરતા આવે છે. અલબત્ મેળવવાની લેશ્યામાં ય કોઈ જૂઠ–ચોરી–જીવઘાતની ક્રૂર વિચારણા હોય તો ત્યાં ય રૌદ્રધ્યાન પણ બની જાય. પરંતુ એમ તો સાચવવાના ચિંતનમાં 'આ મળેલું કેમ ટકે,' એનું સામાન્ય ચિંતન હોય તો એ પણ આર્તધ્યાનરૂપ બને છે. છતાં સાચવવાની લેશ્યા જોરદાર રહે ત્યાં એનું ચિંતન ઉગ્ર ક્રૂર બનવાથી રૌદ્રધ્યાનરૂપ બની જાય છે.

ધન-સંરક્ષણના ચિંતનમાં ઉગ્રતા એટલા માટે આવે છે કે એ ધનને ગમે તે ભોગે સાચવવાની ભારે તાલાવેલી છે, અને તેથી બીજાઓ પર શંકા ખાય છે કે 'એ લઈ તો નહિ લે?' વળી એ ભય વધતાં એ ધન નિમિત્તે જરૂર પડયે જીવ-ઘાત સુધીની ક્રૂર લેશ્યા થાય છે કે 'બધાને મારી નાખવા સારા.' ભિખારીને ઠીકરામાં મળેલા એંઠવાડિયા માલ ઉપર પણ અતિ મમતા વશ એના સંરક્ષણની ચિંતામાં એમ થાય છે કે 'આ હું કોઈ પણ ભિખારીને દેખાડું નહિ, કયાંય એકાંત ખૂણે જઈને થોડું થોડું ખાઉં, જેથી આ ઝટ ખૂટી ન જાય. એમાં સંભવ છે કે ત્યાં ય બીજા ભિખારી માગવા આવે! તો ય એમને જરીકે ન આપું. ત્યારે એ વળી કદાચ ઝુંટવવાય આવે. તો ય હું શાનો આપું.? એમના બાપનો માલ છે? લેવા તો આવે? એમના માથાં જ ફોડી નાખું.' આ સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન છે. ત્યારે મોટા લોભી રાજાની ય શી દશા છે? એ ય પોતાનું રાજ્ય ટકાવી રાખવા અવસરે આવા વિકલ્પોમાં ચડે છે. કલ્પનામાં કોઈ રાજાનું આક્રમણ લાવી એની સેના સાથે એનો કચ્ચરઘાણ કાઢીને ય પોતાનું રાજ્ય સંરક્ષવાના રૌદ્રધ્યાનમાં ચડે છે.

આ રૌદ્રધ્યાન સજ્જનોને ઈષ્ટ નથી હોતું, કેમકે એમાં એક તો નાશવંત પરિગ્રહની અતિ મમતા રહી પરમાત્માદિનું શુભ ધ્યાન ચૂકાય છે; અને બીજું, સારા પણ માણસો માટે ય શંકા રહે છે કે 'એ લઈ તો નહિ લે? કોને ખબર શું કરે?' વગેરે. ને તેમાં આગળ વધતાં ઉગ્ર ક્રોધ-હિંસાદિના

પાપવિચારો સુલભ બને છે; ચિત્ત પાપિષ્ઠ અધ્યવસાયોથી વ્યાકુળ રહે છે.

અહીં પ્રારંભે 'શબ્દાદિ વિષયોનું સાધતભૂત' એવું ધનનું વિશેષણ મૂકયું. એ સૂચવે છે કે માત્ર એવા વિષયો મેળવવા-ભોગવવાના ઉદ્દેશથી ધનનું સંરક્ષણ કરવાનું ધ્યાન એ રૌદ્રધ્યાન સુધી પહોંચી જાય; પરંતુ દેવદ્રવ્યની સંપત્તિ-મિલકત સંરક્ષવાનું ચિંતન દુર્ધ્યાનમાં નહિ જાય. દેવદ્રવ્ય-સંરક્ષણની બુદ્ધિ તો ધર્મબુદ્ધિ છે.

## રૌદ્રધ્યાન કેટલે અને કોને ?

હવે ચારે પ્રકારનાં રૌદ્રધ્યાનમાં વિશેષતા બતાવવા સાથે ઉપસંહાર કરે છે.

ભાવાર્થ :- હિંસા-મૃષા-ચોરી-સંરક્ષણના વિષયનું ક્રૂર ચિંતન એ હિંસાદિ જાતે જ કરવા અંગે હોય એવું નહિ, કિન્તુ હિંસાદિ બીજા પાસે કરાવવાનું ય ઉગ્ર ચિંતન હોઈ શકે; તેમજ બીજા એ હિંસાદિ કરતા હોય એની અનુમોદનાનું ય ક્રૂર ચિંતન સંભવી શકે છે. એમ દરેક પ્રકારમાં ૩-૩ રીતે રૌદ્રધ્યાન લાગે છે. દા.ત.

**હિંસાદિ કરાવવા અંગે રૌદ્રધ્યાન :-**

બીજા પાસે કોઇને પિટાવવા-બંધાવવા-વિંધાવવા-ડામવ મારી નખાવવાનું ક્રૂર ચિંતન હોય; યા અસભ્ય-ચાડી-જૂઠ બોલાવવા કે હિંસાનો ઉપદેશ કરાવવાનું ય ચિંતન હોય; અથવા બીજા પાસે ચોરી લૂંટ વગેરે કરાવવાનું ય ક્રૂર ચિંતન હોય; અથવા બીજા પાસે વિષય સુખ સાધનભૂત ધન-માલનું

સંરક્ષણ કરાવવા અંગે પણ એવું ચિંતન હોઈ શકે; જેમકે 'હું અમુક પાસે આ હિંસાદિ કરાવું....'

## અનુમોદનથી કેમ રૌદ્રધ્યાન ? :-

એમ સ્વયં કરવાનું કે બીજા પાસે કરાવવાનું ય નહિ કિન્તુ કોઇ એ હિંસા–જૂઠ વગેરે આચરતા હોય એની અનુમોદના કરવાનું ય ક્રૂર ચિંતન હોઇ શકે. જેમકે મનને એવા ક્રૂર ભાવ થાય કે 'ફલાણાએ પેલાને માર્યો કૂટયો એ સરસ થયું! એ એજ દાવનો હતો.' લડાઇના કાળમાં અજ્ઞાન લોકોએ આવાં ચિંતન બહુ કર્યા. જાપાન–જર્મને બ્રિટિશ માણસોનાં કચ્ચરઘાણ કર્યા. તે જાણી ખુશી થઇ એની અનુમોદનાનાં ક્રૂર ચિંતન કર્યા. એવું હુલ્લડમાં બને છે. એમા અમુકની કત્લ થવાનું જાણી ખુશીનું ચિંતન થાય છે. અથવા હિંસામય મીલ વગેરેના સારી કમાઇના ધંધા પર એવું ચિંતન થાય છે. અરે! પોતાને જેના પર અરુચિ છે, એ કોઈથી કૂટાય–લૂંટાય, કે અકસ્માતનો ભોગ બને, એના પર ખુશીનું ક્રૂર–ચિંતન થાય છે. આ બધું રૌદ્રધ્યાન છે.

એમ કોઈ જૂઠ બોલ્યું, કોઈએ ગાળો દીધી, ચાડી ખાધી, ખતરનાક સાક્ષી ભરી, એ ગમવા પર એની અનુમોદનાનું ક્રૂર ચિંતન થાય; એમ કોઈ એ કરેલ ચોરી, લૂંટ ઉઠાઉગીરી અંગે ખુશીનું ચિંતન થાય; અથવા સિફતથી હોશિયારીથી અને બીજાના ઘાત સુધીની તૈયારી રાખીને ધનના સંરક્ષણ કર્યાની અનુમોદનાનું ચિંતન થાય, દા.ત. સેફડિપોઝિટ વોલ્ટમાં

ચાલુ વિજળી પાવર સાથે ધનરક્ષા થાય છે કે જેમાં કોઈ લેવા ઘૂસે તો વિજળીક કરંટમાં ચોંટીને મરી જ જાય, તો એવા ધનરક્ષા પર ખુશીનું ચિંતન થાય કે વાહ! આ સરસ સંરક્ષણ! ચોરવા આવનારો હરામી ખત્મ જ થઈ જાય!' આ વગેરે ચિંતન ક્રૂર બનતાં રૌદ્રધ્યાનમાં લઈ જાય.

આજના ભૌતિકતા–ધનપ્રીતિ–વિષયાસક્તિ–મશીનરી છાપા વગેરેના યુગમાં પોતાના જીવનને ચારે બાજુથી તપાસાય તો ખબર પડે કે ક્યારેક ક્યારેક હિંસા–જૂઠ–ચોરી સંરક્ષણ જાતે કરવા અંગેનું ક્રૂર ચિંતન ભલે ન કર્યું પણ કરાવવા કે અનુમોદવા અંગેનું ય ક્રૂર ચિંતન આવી જાય છે કે નહિ? આવતું હોય તો એ રૌદ્રધ્યાનના ઘરનું ચિંતન બનવાનું.

**પૂર્વે કહેલ આર્તધ્યાનના ચાર પ્રકારમાં પણ કરાવવા–અનુમોદવા અંગેનું ચિંતન સમજી લેવાનું છે.**

**હવે રૌદ્રધ્યાનના સ્વામી કોણ?**

અર્થાત્ કયા ગુણ–સ્થાનક સુધીના જીવને રૌદ્રધ્યાન આવી શકે? તો કહે છે,–

મિથ્યાદૃષ્ટિ જીવોને તો બિચારાને સાચાં તત્વની ગમ જ નથી શ્રદ્ધા જ નથી, એટલે એ તો રૌદ્રધ્યાનમાં ફસાય, પરંતુ અવિરતિ યાને વ્રત વિનાના સમ્યગ્દષ્ટિ અને વ્રતધારી દેશવિરતિ શ્રાવક પણ અવસરે એમાં ફસાઈ જાય છે. સર્વવિરતિધર મુનિને રૌદ્રધ્યાન ન હોય, કેમકે એ હિંસાદિ પાપોથી મન–વચન–કાયાએ પ્રતિજ્ઞાબદ્ધ સર્વથા વિરામ પામેલા છે; એટલે

એ કદાચ પ્રમાદવશ આર્તધ્યાનમાં ચડે, પરંતુ રૌદ્રમાં નહિ. નહિતર તો રૌદ્રધ્યાનના ચિંતનમાં ઉગ્ર કષાય થવાથી મંદ કષાયનું આ સો સર્વવિરતિ-ગુણસ્થાનક જ ગુમાવી દે. સાધુ-વેશ પડયો રહે, પણ આ ગુણસ્થાનકથી નીચે ઊતરી જાય. પ્રસન્નચંદ્ર રાજર્ષિ રૌદ્રધ્યાનના અતિ ક્રૂર ચિંતન માત્રમાં ચડયા સો ઉતરી ગયા મિથ્યાત્વગુણઠાણે, અને ત્યાં સાતમી નરક સુધીનાં પાપ ભેગાં કર્યાં. એટલે મુનિને રૌદ્રધ્યાન ન હોય. બાકી દેશવિરતિ શ્રાવક સુધી એ ક્યારેક આવી શકે.

પ્ર૦-શ્રાવકને ત્રસની દયા-અહિંસાનું તો વ્રત છે, પછી એ એવા જીવોના ઘાતનું ચિંતન કેમ કરે ?

પ્ર૦-એને નિરપરાધી ત્રસ જીવોની નિરપેક્ષ હિંસા ન કરવાનું વ્રત છે; કિન્તુ અપરાધી ત્રસની અહિંસાનું વ્રત ક્યાં છે ? ત્યાં સંભવ છે કે એવાની હિંસાના ક્રૂર ચિંતનમાં ચડી જાય, તો રૌદ્રધ્યાન લાગે.

પ્ર૦-તો એ વખતે સમ્યક્ત્વ રહે ? જો ન રહે, સો તો એ તરત આ ગુણઠાણેથી નીચે પડવાનો, પછી આ ગુણઠાણે રૌદ્રધ્યાન ક્યાં રહ્યું.

ઉ૦-એવું નથી, સમ્યક્ત્વ રહી શકે છે, કેમકે સમ્યક્ત્વમાં તો સર્વસોક્ત હેય-ઉપાદેય પદાર્થની માત્ર યથાર્થ શ્રદ્ધા છે, પણ હેયનો ત્યાગ નહિ. એટલે કર્મવશ હેયનું સેવન કરે છે. છતાં 'હેય ખોટું' એવી શ્રદ્ધા-પરિણતિ અંદર ખાને હોઈ શકે છે. 'મારવામાં દોષ નહિ' એ બુદ્ધિને મિથ્યાત્વ-મોહનીય કર્મ કરાવે છે. 'સામાને મારું' એવી બુદ્ધિને ચારિત્ર મોહનીય કર્મ

કરાવે છે. તેથી મિથ્યાત્વ જઈ સમ્યક્ત્વ આવ્યું હોય છતાં ચારિત્ર મોહનીય કર્મ મારવાની બુદ્ધિ કરાવે એમ બને. માટે કહ્યું કે દેશવિરતિ સુધીના જીવોનું મન રૌદ્રધ્યાન પણ સેવી જાય અહીં 'મન' શબ્દ મૂક્યો તે ધ્યાનની વિચારણામાં મન એ પ્રધાન અંગ છે. એ સૂચવવા મૂક્યો.

આમ ભલે દેશવિરતિ સુધીનાને રૌદ્રધ્યાન આવતું હોય પરંતુ તેથી કાંઈ એમનું એ ધ્યાન પ્રશંસનીય નથી. એ તો નિન્દ્ય છે, અકલ્યાણને કરનારું છે. એ સહેજ વધુ ટકે કે વધુ ઉગ્ર બને તો સંભવે છે, હૃદયમાં અનંતાનુબંધી કષાય ઊઠીને જીવને નીચે મિથ્યાત્વે ય ધસડી જાય.

**રૌદ્રધ્યાનનું ફળ અને લેશ્યા :**

હવે એ રૌદ્રધ્યાન કેવા બળ પર થાય અને તેથી શું વધે તથા કઈ ગતિ થાય એ બતાવે છે,–

**વિવેચન : રૌદ્રના મૂળમાં રાગ–દ્વેષ–મોહ.**

જે જીવ રાગથી કે દ્વેષથી યા મોહમૂઢતા–મિથ્યાજ્ઞાનથી વિશેષે આકુળ વ્યાપ્ત થાય, એને આ ચાર પૈકી ગમે તે પ્રકારનું રૌદ્રધ્યાન જાગે છે. જાગે જ એવો નિયમ નહિ, પરંતુ બહુ રાગ–દ્વેષ–મોહની પીડા ઊભી થઈ તો રૌદ્રધ્યાનનો જાગવાની સગવડ થઈ. મમ્મણને ધનના બહુ રાગની પીડા રહી. અગ્નિશર્માને પછીના ભવોમાં સમરાદિત્યના જીવ પ્રત્યે બહુ દ્વેષની પીડા રહી, અને સુભૂમ ચક્રવર્તી બહુ મૂઢ બન્યો, તો એ બધામાં રૌદ્રધ્યાન આવ્યું. માટે ચિત્ત જો બહુ રાગ–દ્વેષ કે મોહથી પકડાઈ ગયું. તો પછી એના વિષય અંગે હિંસા–જૂઠ

ચોરી-સંરક્ષણના ક્રૂર ચિંતનમાં ય મન તન્મય બનવા સંભવ, અને તેથી રૌદ્રધ્યાન આવીને ઊભું રહેવાનું. માટે એનાથી બચવું હોય તો આ તીવ્ર રાગ-દ્વેષ-મોહને જ અટકાવ્યા રાખવા જોઈએ.

**સાનુબંધ કર્મથી સંસારવૃદ્ધિ :-**

વિચારવું જોઈએ કે રૌદ્રધ્યાન સામાન્યથી સંસારની વૃદ્ધિ કરનારું છે, અને વિશેષમાં નરકગતિનાં પાપ સરજનારું છે. સંસારવૃદ્ધિ એટલે ભવોની પરંપરા, એ સાનુબંધ પાપકર્મના યોગે થાય છે. 'સાનુબંધ કર્મ' એટલે ? અહીં રાજીપાથી દુષ્કૃત્યો કરાય એનાથી જે અશુભ કર્મ ઊભાં થાય તે એવાં, કે એ આગળના ભવે ઉદયમાં આવતાં નવી પાપબુદ્ધિ થઈ નવાં દુષ્કૃત્ય થાય, નવાં અશુભ કર્મ બંધાય, તો તે પૂર્વનાં કર્મ અનુબંધ (પરંપરા) વાળાં યાને સાનુબંધ કર્મ કહેવાય. એવાં જે કર્મ દુઃખ તો આપે જ, પણ સાથે પાપબુદ્ધિ નવાં પાપ અને એથી ભવની પરંપરા સર્જે તે સાનુબંધ કર્મ. એવા સાનુબંધ કર્મ ચિત્તના તીવ્ર સંક્લેશવાળા ભાવથી બંધાય છે. રૌદ્રધ્યાનમાં તીવ્ર સંક્લેશ હોય છે, તેથી એથી બંધાતા સાનુબંધ કર્મ દ્વારા ભવપરંપરા સર્જાય, સંસારની વૃદ્ધિ થાય એ સહજ છે.

વિશેષમાં રૌદ્રધ્યાન એ નરકગતિનું મૂળ છે. મૂળ પર વૃક્ષ સલામત. રૌદ્રધ્યાન ઉપર નરકગતિમાં પીડનાર કર્મોનું ઝાડ ઉગે છે. વ્યકત ઉત્કુષ્ટ દુઃખોવાળી ગતિ, નરકગતિ; અને વ્યકત ઉત્કુષ્ટ અશુભ ધ્યાન રૌદ્રધ્યાન એ બેનો કાર્યકારણભાવ છે. ઉત્કુષ્ટ અશુભ ધ્યાનથી ઉત્કુષ્ટી અશુભ ગતિ; એ હિસાબે રૌદ્રધ્યાનથી નરકગતિ.

પ્ર૦—એમ તો અવિરતિ સમ્યક્ત્વી ને દેશવિરતિને ક્યારેક રૌદ્રધ્યાન આવી જવાનું કહ્યું, તો એમને કેમ નરકગતિ નથી બંધાતી ?

ઉ૦—એનું કારણ, સાથે રહેલ સમ્યક્ત્વ એ પ્રતિબંધક છે, યાને નરકગતિને અટકાવનાર છે, પરંતુ એવું રૌદ્રધ્યાન ઊઠે ત્યાં આપણામાં સમ્યક્ત્વ ટકવાનો વિશ્વાસ શો રખાય ? માટે સંસારવૃદ્ધિ અને નરકગતિથી બચવા સદા રૌદ્રધ્યાનથી બચવું.

હવે રૌદ્રધ્યાનીને કઈ લેશ્યાઓ હોય તે કહે છે.

**વિવેચનઃ રૌદ્રધ્યાન વખતે લેશ્યા :—**

રૌદ્રધ્યાન વખતે જીવને કાપોતલેશ્યા, નીલલેશ્યા, અને કૃષ્ણ લેશ્યા હોય છે. એમ તો આર્તધ્યાન વખતે પણ એ લેશ્યા હોય છે. કિન્તુ. આમાં એ પેલા કરતાં તીવ્ર સંક્લેશવાળી હોય છે. લેશ્યાએ કર્મજન્ય પુદ્ગલપરિણામ છે, તેવા વર્ણનાં પુદ્ગલો છે, અને એના સંબંધથી જીવમાં તેવો ભાવ જાગે છે, રૌદ્રધ્યાનમાં રાગાદિના તીવ્ર સંક્લેશને લીધે લેશ્યા ના પણ ભાવ અતિ સંક્લેશવાળા હોય છે. શ્રેણિક કૃષ્ણમાં ક્ષાયિક સમ્યક્ત્વ હતું, છતાં અંતસમયે કોણિક-દ્વૈપાયન ઉપર તીવ્ર દ્વેષ ઊઠવાથી હિંસાનુબંધી રૌદ્રધ્યાન આવ્યું તો ત્યાં તીવ્ર સંક્લેશવાળી કૃષ્ણ લેશ્યા આવી,

**— રૌદ્રધ્યાનીનાં બાહ્ય ચિન્હ —**

હવે રૌદ્રધ્યાની કયા લિંગ-લક્ષણોથી ઓળખાય તે બતાવે છે.

**વિવેચન: રૌદ્રધ્યાનનો લક્ષણ :—**

અંતરમાં રૌદ્રધ્યાન પ્રવર્તે છે. એની આ રીતના ચિહ્નોથી ખબર પડે કે,

પહેલાં તો અંતરનાં રૌદ્રધ્યાનને અનુરૂપ વચન અને કાયારૂપી બાહ્ય સાધનથી હિંસા–મૃષાદિમાં જીવ લાગેલો હોય. દા. ત. હિંસા અંગે વચન એવા બોલતો હોય કે 'મારી નાખીશ, લમણું તોડી નાખીશ....પેલા લુચ્ચાઓને તો મારી જ નાખવા જોઈતા હતા....' ઇત્યાદિ આ હિંસાનુબન્ધી ધ્યાન અંગે. એમ મૃષાનુબંધી ધ્યાન અંગે એવા વચન કોઢ કે 'આજ સાચાની દુનિયા નથી એની આગળ તો જુઠ જ ડફડાવવા જોઇએ અમુકની પોલ તો ખુલ્લી જ પાડવી જોઈએ વગેરે. એમ સ્તેયાનુબન્ધીમાં એમ બોલે કે 'આજના શ્રીમંતોને તો લૂટવા જ જોઈએ. સરકાર' ટેક્ષ શું લઇ જાય ? એને તો એવા સફાઇબંધ તૈયાર કરેલાં બનાવટી ચોપડા જ ધરવા જોઈએ કે એવા ખાય. છતાં ઓફિસર ટેં પેં કરે તો મવાલી દ્વારા ઉડાડવો જોઈએ....વગેરે. એમ સંરક્ષણાનુબંધી ધ્યાનમાં બોલે, આજે તો વિજળીક વગેરે સાધન મળે, એને કામે લગાડી એવી રીતે પૈસા તિજોરીમાં રાખવા કે જેથી ચોરવા જનારો મરે....વગેરે.

જેમ વચનથી હિંસાદિમાં ઉપયોગવાળો, એમ કાયાથી એ રીતે હિંસાદિમા ઉપયોગવાળો બને કે દા. ત. આંખમાં ખુન્નસ વરસતું હોય, હાથમાં છરો વગેરે લઇ ઉગામ્યો હોય,

ખોપરી તોડી નાખવા મુઠ્ઠી ઉપાડી હોય, ગુંડાઓને સહાયમાં લઇને આવી ઊભો હોય....વગેરે.

આમ વચન-કાયાના પ્રયોગથી હિંસા-મૃષાદિમાં લાગેલો હોય, ને એ હિંસાનુબન્ધી આદિમાં પ્રવૃત્તિ[1] ઉત્સન્ન,[2] બહુલ, [3]નાનાવિધ, અને [4]આમરણ એમ ચાર દોષ વાળી હોય, તો એ રૌદ્રધ્યાનનાં લિંગ છે. જ્ઞાપક ચિહ્ન છે. એથી સમજાય કે અંતરમાં એને રૌદ્રધ્યાન પ્રવર્તે છે.

(૧) 'ઉત્સન્ન' દોષ એટલે કે એ હિંસાદિ ચારમાંથી ગમે તે એકમાં સતત, મોટા ભાગે બહુવાર પ્રવર્તતો હોય, અર્થાત્ વારે વારે એ હિંસા કરે, હિંસાનું બોલે, યા જૂઠનું સમર્થન કરે...વગેરે. અથવા

(૨) 'બહુલ દોષ' એટલે કે એમ માત્ર એકમાં નહિ, પણ એ બધાય હિંસા-જૂઠ, આદિ ચારેમાં વાણીથી યા વર્તાવથી વારંવાર પ્રવર્તતો રહેતો હોય. યા

(૩) 'નાનાવિધ દોષ' અર્થાત્ હિસાદિના અનેક ઉપાયોમાં પ્રવર્તતો હોય; દા. ત. ચામડી ઉખેડવી, આંખ ફોડવી વગેરે હિંસાના ઉપાય કહેવાય, એમાં ને જુઠ-ચોરી-સંરક્ષણના વિવિધ ઉપાયોમાં પ્રવર્તતો હોય. અને

(૪) 'આમરણ' દોષ એટલે કે ચાહ્ય પોતાનું યા સામાનું મૃત્યુ થઈ જાય ત્યાં સુધી એને પોતાના આ હિંસાદિ દુષ્કૃત્યનો કોઈ પશ્ચાતાપ જ ન થાય. દા. ત. કાલસૌકરિક કસાઇને શ્રેણિક રાજાએ કૂવામાં ઊંધો લટકાવ્યો જેથી એ હિંસા બંધ કરે; પરંતુ

એણે તો ત્યાં ય મટોડાથી કૂવાની દીવાલ પર પાડા ચિતરી ચિતરી હાથેથી કાપવાનું કર્યું. અહીં તો માત્ર ઊંધો જ લટક્યો; પણ મરે તો ય શું? હિંસાનો ઉકળાટ–ખુનસ પૂરો જ થાય નહિ.

આમ વચનથી કે કાયાથી જૂઠમાં, ચોરીમાં ને સંરક્ષણમાં પ્રવર્તે. આ બધાં રૌદ્રધ્યાનનાં લિંગ છે.

એવી રીતે બીજાં પણ લિંગ કહે છે,–

**વિવેચન :–** જેનું ચિત્ત રૌદ્રધ્યાનમાં ચડેલું હોય એનાં બીજાં પણ કેટલાંક ચિહ્ન આવાં હોય છે. કે,–

(૫) બીજાને આફત–સંકટ આવે તો એના પર ખુશી દેખાડે, ચિત્ત બહુ સંક્લેશવાળું હોવાથી એને વધાવે કે 'આ ઠીક થયું કે એને આ આફત આવી. એજ લાગનો એ હતો.'

(૬) જે કોઇ દુષ્કૃત્યો સેવતો–કરતો હોય એ નિરપેક્ષ હૃદયથી અર્થાત્ આ લોક કે પરલોકમાં એના કેવા અપાય–અનર્થ આવશે એનો કોઇ ભય નહિ, પરવા નહિ. દા. ત. બોલે કે 'આજે શાહુકારીમાં તો મરે; જૂઠ–ચોરીથી જ જીવાય, એમાં કશો વાંધો નહિ, પાપ–બાપ શાનાં લાગતાં હતાં?'

(૭) જીવન જીવતાં બીજા જીવો પર દયા ન હોય, એના વાણી–વર્તાવ જ એવા નિર્દય–નિષ્ઠુર દિલના દેખાતા હોય; દા. ત, બોલે કે 'ભગવાને આ બીજા જીવો આપણાં જીવવા માટે જ બનાવ્યા છે. 'જીવો જીવસ્ય જીવનમ્'....' 'આપણને હેરાન કરે એને ખત્મજ કરો....' વગેરે, ચાલે તો ય નીચે–કીડા મંકોડા મરે એની પરવા ન રાખે. ખાનપાનમાં અભક્ષ્ય છૂટથી ને હોંશે હોંશે વાપરે....ઈત્યાદિ અંતરનું રૌદ્રધ્યાન સૂચવે છે.

(૮) વળી કોઇને દુઃખ દીધાં, કોઇ પાપ કર્યો, અનુચિત વર્ત્યા...ઇત્યાદિનો સંતાપ–પસ્તાવો જ ન મળે. મોઢું–મુદ્રા જ એવી ધિટ્ઠી દેખાય, યા બોલે 'એમાં શું થઇ ગયું ? શું ખોટું કરી નાખ્યું ?' કોઈ શિખામણ આપે તો સામો થાય, 'એવું તે મેં શું કર્યું છે ? આ તમે જ મને હલકો પાડો છો....' આ શું ? અંતરમાંનાં રૌદ્રધ્યાનનો બહાર બખાળો.

(૯) પાપ કરીને ખુશ થાય, બહાર બડાઈ ગાય, 'કેવો એને મેં ફટકાર્યો ?' દા.ત. ત્રિપૃષ્ઠ વાસુદેવે સિંહને ચીરી નાખી અને શય્યાપાલકના કાનમાં ધખધખતું સીસુ રેડાવી ખુશી અનુભવી. પાપની ભારે ખુશી દેખાય તો સમજાય કે અંતરમાં રૌદ્રધ્યાન પ્રવર્તે છે.

બીજાનું તો પછી પણ આપણી જાતમાં ય જોવાનું છે કે આવું કોઇ લિંગ નથી ને ? મૂઢ મન રૌદ્રધ્યાન કરતું હોય છતાં એને લાગતું નથી કે હું રૌદ્રધ્યાન કરું છું. ત્યાં ઉપરોકત કોઈ લિંગ દેખાય તો અંતરમાં રૌદ્રધ્યાન હોવાનું સમજી લઇ એને અટકાવવું જોઇએ, ને એ માટે બહારના લિંગથી ઉલટો માર્ગ લેવો પડે દા. ત. બીજાની આફત દેખી આપણા મનમાં દુઃખ કરવું, હમદર્દી દાખવવી, પ્રાર્થના કરવી, 'બિચારાની આપદા ટળો....' વગેરે.

આ રૌદ્રધ્યાન અંગે વિચારણા થઈ.